'શ્રી સાહિત્ય સેવાસંઘ' ગ્રંથમાળા ✽ ગ્રંથ પહેલો

# કયે રસ્તે?

લેખક
**ચીમનલાલ જેચંદ શાહ**
એમ. એ.




સોલ એજન્ટ: પ્રસ્થાન કાર્યાલય · પારસી અગિયારી સામે · અમદાવાદ

મૂલ્ય દોઢ રૂપિયો



અનેક ઊડી આશાઓને પોષનાર
અનેક ઊર્મિઓને પ્રેરનાર
ને
ભાવબીને હૈયે

'Thou shalt show us...
How divine a thing
A woman may be made.'

# નિવેદન

'સુશીલાના પત્રો' પછી આ 'શબ્દચિત્રો' ગુજરાત પાસે રજુ કરતાં મને ખરેખર આનંદ થાય છે; છતાં મનમાં એમ પણ થાય છે કે અત્યારે તે નર્યાં સાહિત્યવિષયક પુસ્તકો શાં લખવાં અને શાં છપાવવાં? જ્યાં નિરાંતે ખાવાપીવાની કે સૂવાની શાંતિ નથી ત્યાં સાહિત્ય વાંચવા-વિચારવાનું હોય જ શાનું? મુરબ્બી રામનારાયણ પાઠકજી પરિચય રૂપે કંઇક લખવાના હતા, પરંતુ એઓ પણ 'આપણી સરકાર'ના મહેમાન થયા. આ બધા સંજોગોનો વિચાર કરતાં મન તો ઘણું યે પાછું પડે છે, પરંતુ બીજો રસ્તો જ નથી. છપાએલી અને તૈયાર થઇ ગએલી નકલોને વખારમાં ભરી મૂકવાથી પણ શો ફાયદો?

આ પુસ્તકના પ્રકાશન પાછળ ઠીક શ્રમ પડયો છે અને સારી ધીરજ દાખવી છે એ તો પુસ્તક હાથમાં લેતાં જ જોઈ શકાશે. એ બધાંમાં 'કુમાર કાર્યાલય'ની ત્રગડી સિવાય બીજું કોણ હોય? 'પ્રસ્થાન'વાળા ભાઈ મીસ્ત્રી હવે આને ઘેરઘેર પહોંચતું કરશે અને અમારો 'સાહિત્ય સેવાસંઘ' એમાં માન લેશે!

અંતે પાઠકજીનું સ્થાન ભાઇશ્રી રસિકભાઈએ લીધું તે બદલ એમનો આભાર માની અહીં જ વિરમીશ.

ચીમનલાલ જેચંદ શાહ

તા. ૨૬-૯-૧૯૩૦
વિજયમહાલ: ૧૨ વાલકેશ્વર રોડ, મુંબાઈ-૬



# અનુક્રમ



# ચિત્રોનો ક્રમ

# પરિચય

વિચારો દર્શાવવાના સાહિત્યના જે અનેક પ્રકારો છે તેમાં ટૂંકી વાર્તાનું રૂપ આજના જમાનામાં બહુ પ્રચલિત છે. વ્યવસ્થિત નિબંધમાં વિચારો કદાપિ વધારે ચોકસાઇથી જણાવી શકાય છે, પણ અસર કરે એવી રીતે વિચારો જણાવવા માટે ટૂંકી વાર્તા વધારે ઉપયોગી જણાય છે. 'કયે રસ્તે?' એ પ્રસ્તુત પુસ્તકમાં શ્રી ચીમનલાલે આપણા આજના સમાજના કેટલાક પ્રશ્નો ઉપર પોતાના વિચારો ટૂંકી વાર્તાના રૂપમાં જણાવ્યા છે.

હું પ્રસ્તુત પુસ્તકમાં એના વાર્તાભાગને ગૌણ ગણું છું, કારણ કે આ પુસ્તક વાંચતાં મારું ધ્યાન જેટલું તેના વિચારો ઉપર ખેંચાયું છે તેટલું તેના વાર્તાના રૂપ ઉપર ખેંચાયું નથી. હું સમજું છું તે પ્રમાણે લેખકનો ઉદ્દેશ પણ કલાનો પ્રકાર સાધવાનો દેખાતો નથી, પણ કલાના પ્રકારનું ઓઠું લઈ પોતાના વિચારોને વધારે અસરકારક રીતે મૂકવાનો છે. આવી સમજથી હું અહીં આ સંગ્રહનો વાર્તાની દૃષ્ટિથી પરિચય કરાવવા ઇચ્છતો નથી.

આપણા ચાલુ ગુજરાતી જીવનમાં સ્ત્રીપુરુષનો સંબંધ—ખાસ કરીને લગ્નમાં સંબંધ—વિશેષ ધ્યાન રોકે છે. ગોવર્ધનરામ, કલાપી,

નાનાલાલ આપણા પ્રાંતમાં બહુ લોકપ્રિય છે તેનું એક કારણ તેઓએ આ વિષયને જે પ્રધાનપદ આપેલું છે તે છે. સાહિત્યના આ મહા લેખકો ઉપરાંત બીજા નાનામોટા લેખકો પણ સ્ત્રીપુરુષના લગ્નસંબંધને વિવિધ ઇષ્ટ–અનિષ્ટ રીતે ચર્ચે છે. શ્રી ચીમનલાલે પોતે જ આ વિષય ઉપર થોડાક સમય પહેલાં 'સુશીલાના પત્રો' નામના ગ્રંથમાં પોતાના વિચારો પ્રકટ કરવા પ્રયત્ન કર્યો હતો.

'કયે રસ્તે?'માં પ્રત્યેક લેખ કે વાર્તા સ્ત્રીપુરુષના 'કામ-સંબંધ'ના વિવિધ પ્રશ્નો રજુ કરે છે. લેખક પોતે અને વાચક-વર્ગ મને આ 'કામસંબંધ' શબ્દ વાપરવા માટે ક્ષમા કરશે. એ શબ્દ વાપરી હું કોઈ હલકો અર્થ સૂચવવા ઇચ્છતો નથી. માણસના સમાજજીવનમાં સ્ત્રીપુરુષનો કામસંબંધ એ મૌલિક સંબંધ છે. એ સંબંધ સમાજની બદલાતી પરિસ્થિતિ પ્રમાણે વિવિધ રૂપો ધારણ કરે છે, પણ એનું મૂળ રૂપ કે મહત્ત્વ ઓછાં થતાં નથી.

સરસ્વતીચંદ્ર, કેકારવ આદિના અભ્યાસીઓ તથા હમણાં જ બદલાતા પણ અત્યાર સુધી ચાલુ એવા નવીન કેળવણીવાળા ગુજરાતીઓનાં લગ્નજીવનના અભ્યાસીઓને એમ સમજાશે કે આ સંબંધ આપણે ત્યાં જોઇએ તેટલો પ્રાણપોષક નથી; કાંઇક 'માંદલો' છે, કાંઈક 'હાય હાય' ઉપર વધારેપડતો ભાર આપનાર છે. આનાં કારણો શોધવાં કઠણ નથી, પણ અહીંઆ તે અપ્રસ્તુત છે.

'કયે રસ્તે?'માં આ સંબંધની વિવિધ 'માંદલી' બાજુઓ રજુ થઇ છે અને સાથેસાથે એમાંથી વધારે 'તંદુરસ્ત' પ્રદેશ-માં જવાનાં પણ સૂચનો છે. પરંતુ લેખકનો ઉદ્દેશ તો કેટલેક

સ્થળે સ્પષ્ટ રીતે અને કેટલેક સ્થળે અસ્પષ્ટ રીતે આ 'માંદલી' બાજુ બતાવવાનો હોય એમ લાગે છે. લેખક પોતે કોઈ કોઈ વાર માંદલા વાતાવરણમાં ખેંચાઇ જાય છે એ મને દોષ લાગે છે; અથવા તો મારી ગેરસમજ થતી હોય!

દરેક કેળવાએલા ગુજરાતીને પોતાનું લગ્નજીવન કાંઈક વાર્તાઓનાં 'નાયક–નાયિકા'ની જેમ જીવવાનું ધ્યેય હોય છે. આ ધ્યેય અનેક કારણોથી સાચું પડતું નથી. તેમાં પરણનારની મરજી કે સમજણનો વિચાર કર્યા વિના છોકરા–છોકરીઓને નાનપણમાં પરણાવી દેવાનો દુષ્ટ સામાજિક રિવાજ મૂળભૂત છે તે આ વાર્તાઓમાં લેખકે સ્પષ્ટ રીતે બતાવવા પ્રયત્ન કર્યો છે. આ રિવાજ પ્રમાણે લગ્ન થઇ ગયા પછી ગુજરાતી યુવાન નવીન કેળવણી પામે છે, નવું સાહિત્ય વાંચે છે, અને આવી નવીન કેળવણી પામેલી, આવું નવીન સાહિત્ય વાંચતી યુવતીઓના સંબંધમાં આવે છે. આ નવા અનુભવો તેનામાં અસંતોષ ઉત્પન્ન કરે છે અને તેના પરિણીત જીવનને દુઃખી બનાવે છે. પરિસ્થિતિની આ ભોંય પ્રસ્તુત વાર્તાઓની પાછળ છે.

પહેલી આત્મકથામાં સરલા તેના મિત્ર સુમન સાથે લગ્નસબંધથી જોડાવા ઈચ્છે છે, પણ તે મિત્રની પત્ની કમળા ઉપર દયા લાવી પોતાના સુખનું બલિદાન આપે છે. 'બાળ-લગ્ન'માં જૂની રીતે પ્રતિષ્ઠિત કુટુંબનો યુવક બાળલગ્નથી યુવાન થયાં પહેલાં જ કેવી રીતે ઘરડો બની જાય છે તેની કથની છે. 'વૈધવ્ય'માં યુવાન વિધવા સરલા આદર્શ વૈધવ્ય પાળે

છે અને પુરુષો પાસે પણ એવા વૈધવ્યવ્રતની આશા રાખે છે. 'અવિવાહિત જીવનના પ્રસંગો'માં સરલા જૂની ઢબનાં પાર્વતી કાકી સમક્ષ પોતાના નવી જાતના લગ્નના વિચારો મૂકે છે અને તે 'ભલાં કાકી મોં ફાડી સાંભળ્યા જ કરે છે.' પણ સરલા પોતે તેની આજુબાજુ જે મધુકરો ઊડે છે તેમાંથી કોઇને પસંદ કરતી નથી. આ બાવીસ વર્ષની છોકરી પોતાની સ્થિતિમાં રમૂજ માની લે છે, જોકે તેમાં દુઃખ હોવું જોઇએ તેમ તે કહે છે. પોતે રમૂજ માને છે તેનું કારણ 'મેં તો દુનિયાને એટલી બધી જોઈ અને સાંભળી છે' એ છે! આ બાવીસ વર્ષની છોકરીએ કેટલું જોયું હશે?

'લગ્ન કોને કહેવું?' એમાં કૉલેજમાં ભણતી એક છોકરી જૂનાંનવાં લગ્નો જુએ છે અને તે પરથી લગ્નની વિવિધ વ્યાખ્યાઓ બાંધે છે. 'ડૉક્ટરી જીવનના કેટલાક અનુભવો'માં અતિશય ભોગનું અને કૃત્રિમ ઉપાયોનું સ્ત્રીઓ ઉપર શું પરિણામ આવે છે તે લેખકે યોગ્ય રીતે બતાવ્યું છે. 'વિદ્યાનો વાંધો' એમાં સ્ત્રીપુરુષના પરસ્પર હકની—ખાસ કરી લગ્નસંબંધમાં પરસ્પર હકની—ચર્ચા આવે છે. છેવટે વિદ્યા લગ્નને એક યજ્ઞ માની એ ચર્ચાને ઉડાવી દે છે.

'કનુનું મૃત્યુ'ની વાર્તામાં વસ્તુ જરા વિચિત્ર છે. બે મિત્રો બે મિત્ર-સ્ત્રીઓને પરણે છે. આમાં કનુ મરતી વખતે પોતાની પત્નીનું પોતાના મિત્ર સાથે પુનર્લગ્ન કરાવતો જાય છે. પણ વસંતની પત્ની ઉમા, જોકે બંને પક્ષે મિત્ર છે તોપણ, આ

વાત સ્વીકારતી નથી. લેખક આ વાર્તાને અંતે લખે છેઃ 'વસંત બધું સમજી ગયો. બીજી વસ્તુઓને મર્યાદા હોઈ શકે એ એને સમજાતું, પરંતુ પ્રેમને પણ મર્યાદા હોઇ શકે એ એણે આજે જ જોયું અને અનુભવ્યું. માનવશાસ્ત્રને ઉલ્લંઘીને પ્રેમ પોતાનો પંથ ન કરી શકે એ આજ સુધી એની કલ્પનામાં નહોતું આવ્યું. ઉમાનો સરલા ઉપર અથાગ પ્રેમ હતો. પરંતુ એથી પણ પર પેલું સ્ત્રીહૃદય હતું!'

મને લાગે છે આપણે ત્યાં નવાજૂના વિચારોના સંઘર્ષણને લઇને જે અનેક વિચારવમળો પેદા થયા છે એમાં એક આ 'પ્રેમ' વિષેનો છે. એ વિચારવમળ આ વાર્તામાં તેમજ એ પહેલાંની બીજી વાર્તાઓમાં પણ જણાશે. આ રીતે 'કયે રસ્તે?' એ આપણા ચાલુ ગુજરાતી માનસની એક બાજુનું સરલ ભાષામાં ચિત્ર આપવા પ્રયત્ન કરે છે.

પ્રારંભમાં કહ્યું હતું તેમ, આ સંગ્રહને વાર્તાના સંગ્રહ તરીકે જોવા કરતાં સામાજિક વિચારોના સંગ્રહ તરીકે જોવો એ વધારે યોગ્ય છે. એ રીતે જોતાં દરેક વાંચનારને પોતાની કોઈ ને કોઈ મૂંઝવણ એમાં રજુ થએલી જણાશે.

રસિકલાલ છો. પરીખ



# ૧ મારા જીવનની એક મૂંઝવણ

મારા મિત્ર ભાઈ સુમન એક સારા, સુખી તેમજ કેળવાએલા યુવક છે. પોતે એમ. એ. સુધી પહોંચેલા છે ને હાલ કેટલોક વખત થયાં વ્યાપારમાં પડેલા છે. પરંતુ એમનો વિદ્યાવ્યાસંગ હજુ એટલો જ છે, અને મારી એમની સાથેની મિત્રતા એ વ્યાસંગનું જ એક આકસ્મિક પરિણામ કહું તો કંઈ ખોટું નહિ.

આ મિત્રતાએ સુમનભાઈના જીવનની ભાગ્યે જ કોઈ બાબત મારાથી અજાણી રાખી હશે. જેટલી હું એમના જીવનમાં ઓતપ્રોત થઇ ગઇ છું તેટલું તો કોઇ નથી જ થયું. એમની સ્ત્રી કમળા આજ ત્રણેક વર્ષથી પોતાના પતિ સાથે જીવી રહી છે,

પરંતુ એ ભલી બાળાએ સુમનભાઇના હૃદયમાં હજુ સ્થાન નથી મેળવ્યું. કયાંથી મેળવે? એ બિચારી અજ્ઞાન છે અને રૂઢ વાતાવરણમાં ઉછરેલી છે, એટલે સુમનભાઈના જીવનની મહત્વાકાંક્ષાઓ એના સુધી પહોંચી શકતી નથી. એને માટેના દરેક પ્રયત્નમાં સુમનભાઈનું ઉત્સુક હૃદય પાછું પડે છે; જરા ઘવાય છે પણ ખરું. માતપિતા અને સમાજને ખાતર આપેલો પોતાના જીવનનો ભોગ હવે એમને ભારે લાગે છે.

એક વખત રજાને દિવસે, એ મારે ત્યાં કેટલીક વખતે આવતા તેમ તે દિવસે પણ આવ્યા. એમના ચહેરા ઉપર એમના દિલમાં સળગી રહેલો દાવાનળ એક સ્ત્રી તો સહેજે સમજી જ લે. મેં જરા ખિન્ન હૃદયે કહ્યું, "સુમનભાઈ, આજ આમ ઉદાસ કેમ છો? દુનિયાની અસારતાનો તોલ કાઢી હસી કાઢનારા આપણને તે આ શોભતું હશે?" સુમનભાઈ આનો શો જવાબ આપે? હું એમનું દુઃખ સમજતી હતી. એમનું સૌજન્ય તથા એમનું ભવ્ય વ્યક્તિત્વ મને ગમતું પણ ખરું. પરંતુ એમના જીવનમાં એક પ્રેક્ષક ઉપરાંત હું બીજું કંઇ ન કરી શકતી. જેમ અત્યારે છું તેમ તે સમયે પણ હું હતી તો કુંવારી જ, પરંતુ સુમનભાઈ પરણેલા એટલે બીજું શું થઇ શકે?

થોડીવારે...... એમણે કહ્યું
'સરલા બહેન, બધું સમજો છો પછી શીદને પૂછતાં હશો?'

[ચિત્ર ૧]



થોડી વારે જરા વિચારપૂર્વક નીચું ઘાલી એમણે કહ્યું, "સરલા બહેન, બધું સમજો છો પછી શીદને પૂછતાં હશો ? તમે તો વૈદ્યરાજ છો, જ્યારે હું તમારો દર્દી છું. તમારે હાથ રહેલું ઔષધ છે તો જરા વસમું, પરંતુ એ લેતાં કોઇની પરવા નહિ કરું. દુનિયાભરમાં મારી પરવા કોણે કરી છે કે મારે જરા વિચાર પણ કરવાનો રહે ? હા, એ ઔષધ લેતાં કેટલાંય સ્નેહીજનોનો ત્યાગ કરવો પડશે, અને ભિખારી પણ થવું પડશે. પરંતુ બીજું શું થઈ શકે ? એ જ મારો એક આધાર, એટલે ચારે તરફ ડોકિયાં મારી મન પાછું ત્યાં જ સ્થિર થાય છે."

આટલું બોલી સુમનભાઇ ચૂપ થઇ ગયા. એમનું આ બોલવું પહેલાં તો મને બહુ જ પ્રિય લાગ્યું, પરંતુ કમળાનો વિચાર કરતાં મારું મન ભમવા માંડયું. મને થયું કે કમળા ભલે જરા વધારેપડતી અભણ હશે, તથા રીતરિવાજે સહેજ ઠેકાણા વગરની પણ હશે, પરંતુ એથી એનો વિચાર કર્યાં વગર કેમ ચાલે ? એને આત્મા છે, તેમજ એ એક માનવપ્રાણી તો છે જ. એટલે માનવતાને ભૂલ્યા સિવાય એને ન ભૂલી શકીએ. આમ વિચારતાં વિચારતાં હું બોલી ઊઠી, "સુમનભાઇ ! કમળાનો

૬ કંઇ જ વિચાર નથી આવતો? મારું સ્રીહ્રદય ફક્ત એના વિચારે જ અટકે છે. કમળાનો વિચાર કર્યા વિના સુખી થવાય ખરું? કેટલો ભયંકર પ્રશ્ન! દુનિયાનાં માણુસો શું કહેશે તેની પરવા ન કરીએ, તોપણુ આ વસ્તુ તો ઊભી જ રહે છે. સૃષ્ટિનું કોઈ શાશ્વત સત્ય કમળાને આપણી નજર આગળ હડસેલે છે, એટલે મારાથી આંખમિચામણાં નથી થઈ શકતાં. છતાં કહી લઈશ કે દુનિયાથી અંધારામાં હું તમારી જ છું."

સુમનભાઈ મારો પ્રવાહ ન જીરવી શક્યા. મારા છેલ્લા શબ્દોએ એમનું કંઇક વિશેષ ધ્યાન ખેંચ્યું હોય તેમ એમણે કહ્યું, "સરલા બહેન! દુનિયાથી અંધારામાં તમે મારાં . . . ." આમ તે આગળ બોલવા જતા હતા, પરંતુ હું એમને વધારે સાંભળવા નહોતી ઇચ્છતી. અમારા બન્નેના મિત્રપ્રેમની વેદી ઉપર અપાતું મારું બલિદાન મારે મન જીવનની એક વિશેષ મજા હતી. એ બાબત હું એમના તરફથી કંઇ પણ સાંભળવા નહોતી ઈચ્છતી. એમની પાસેથી ઊઠી મેં ચાહની તૈયારી કરી અને ત્યાર બાદ ચાહ પીધા પછી અમે બહુ જ મુશ્કેલીએ છૂટાં પડયાં.

ઉપરના પ્રસંગને આજ એકાદ વર્ષ થયું હશે. એ દરમિયાન

સુમનભાઇ અને હું કેટલીયે વાર મળ્યાં હોઈશું, પરંતુ હજુ ૭
અત્યારે પણ દુનિયાથી અંધારામાં જ હું એમની છું અને એ મારા છે. એમનું પુરુષહૃદય સારી દુનિયાના દેખતાં મને પોતાની કરવા આગળ જેટલું જ તૈયાર છે, પરંતુ મારું સ્ત્રી-હૃદય કમળાના વિચારે કહો યા પેલા સામાન્ય પતિના વિચારે કહો, પરંતુ એમ કરવા ના પાડે છે. આથી તે વધારે ભયંકર મૂંઝવણ દુનિયાના પ્રાણીને શી હતી હશે?

આજથી આઠેક દિવસ ઉપર મારા વૃદ્ધ પિતાએ મને રાતના દશેકના શુમારે ઓચિંતી બોલાવી. આટલા મોડામોડા મને બોલાવવાનો એમનો હેતુ હું સારી પેઠે સમજતી હતી, કારણકે મારા જીવન બાબત એમના હૃદયમાં આજ બેએક વર્ષ થયાં ચાલી રહેલું મંથન મારાથી અજાણ્યું નહોતું. કોઈ-કોઈ વેળા આડીઅવળી સૂચનાઓ દ્વારા મારા કાન ઉપર પોતાનો અવાજ પણ ફેંકતા, પરંતુ હજી સુધી મારી સાથે કંઇ ખાસ વાતચીત કરી નહોતી. બહુ જ શાંતિપૂર્વક એમની પાસે જઈ મેં પૂછયું, "બાપુ, આજે અત્યારે તે શું કામ પડયું? હું તો તમારી બૂમ સાંભળી સફાળી જ દોડી આવી છુ." આટલું કહી એમની બાજુમાં મેં સ્થાન લીધુ. મારી વૃદ્ધ

માતા તો પાસેના ઓરડામાં નિરાંતે સૂતી હતી, એટલે એમને તથા મને નિરાંત હતી. મારી માનું સ્ત્રીહૃદય મારા વિચારે જરાજરામાં લાગણીવશ થઈ જતું, અને સહેજસહેજમાં દુભાઈ જતું. મને તેમજ મારા પિતાને એને દુઃખ આપવું નહોતું ગમતું, અને તેથી જ એમણે સાધેલી આ તકનો ભેદ હું તુરત જ સમજી ગઇ.

જરા પાસે આવી સહેજ ગંભીરતાપૂર્વક એમણે કહ્યું, "સરલા, આજ તને લગભગ બાવીશથી ત્રેવીશ વર્ષ થશે. તારું જીવન તથા તારા ઉચ્ચ વિચારોએ મને તારી પાસે બોલતાં આજ સુધી અટકાવ્યો, પરંતુ હવે નથી રહેવાતું. આ ઉમરે તું નહિ પરણે તો પછી ક્યારે પરણીશ? દીકરી, સારું ય જીવન કુંવારાં રહેવું એમાં જ માનવતાની સેવાનો અંત જોવો એ તો મને ઠીક નથી લાગતું. બાકી તો તને સૂઝે તે ખરું."

વૃદ્ધ પિતાના આ હૃદયોદ્ગારનો શો જવાબ આપવો એ મને તો ન સૂઝ્યું. દુનિયાથી અંધારામાં હું સુમનભાઈની હતી, એટલે પિતાની ઇચ્છાનુસાર દુનિયાના દેખતાં હું બીજાની નહોતી થઇ શકતી. અંધારામાં અપાએલો ભોગ એ જ મારું જીવન હતું. અત્યારે મારા જીવનની રંગભૂમિનાં કેવળ ત્રણ જ પાત્રો

છે. એક તો હું, બીજા સુમનભાઈ તથા ત્રીજી પેલી કમળા. ૯
પિતાની સૂચના મુજબ આમાં દાખલ થતું પેલું ચોથું પાત્ર મારી નજર આગળ આવતાં મને ચેન નથી પડતું. વણઆમંત્ર્યા આવેલા એ પાત્રને તો હું એટલું જ કહું કે, "દુનિયાના ભલા માનવી! હું જાણું છું કે તારી માફક અનેક યુવક યુવતીઓ આમ હડસેલાય છે, અને એટલે જ મને તારી દયા આવે છે. ભાઈ, આ ભયંકર વેગ તને જ્યાં લઇ જાય ત્યાં તું સુખેથી ચાલ્યો જા. બાકી હું તો તારી નહિ થઈ શકું."

બેચાર મિનિટ સુધી હું આમ મારી ધૂનમાં જ હતી. પિતાજીને તો જાણે વિસરી જ ગઈ હતી. મારામાં જવાબ આપવા જેટલું પણ જોમ નહોતું. છેવટે ત્યાંથી છટકવા ખાતર જરા દયામણે ચહેરે મેં કહ્યું, "બાપુ, અત્યારે તો મને જવા દો. હું તમને આ બાબત થોડા જ વખતમાં બધો ખુલાસો કરી દઇશ." આટલું કહી એમના તરફથી કંઈ જ સાંભળ્યા વિના હું તો ત્યાંથી નાસી છૂટી, અને મારા બિછાનાનો આશરો લીધો.

આ વાતને પણ આજ અઠવાડિયું થઈ ગયું. બાપુને શો જવાબ આપવો તે નથી સૂઝતું. એક બાજુ સુમનભાઇની તેમ બીજી બાજુ બાપુની પણ ખરી જ ને? કોણ જાણે કેમ, સીના

 જીવનમાં અમુક વયે માતપિતાના નથી રહેવાતું. બીજા કોઈની માલિકીનો એવો સજ્જડ દાવો થાય છે કે સ્ત્રી એની જ થઈ જાય છે, એની જ રહે છે અને એનામાં જ રહેવું પ્રિય માને છે.

ખરેખર આ બધામાં મને તો કંઇ જ નથી સૂઝતું. એ સાંજે આવશે ત્યારે વળી બળતામાં ઘી હોમાશે. આજુબાજુના વહાલેશરીઓની કડવી વાતો સાંભળવી પડે તે તો જુદું જ. મને તો એમ જ થાય છે કે દુનિયાથી અંધારામાં હું સુમનભાઈની રહું તો તેમાં દુનિયાને શું? વળી હૃદય પૂછે છે કે દુનિયાને કેમ નહિ? આ તે મારી મૂંઝવણ કે મારું પતન? અને પતન હોય તો? મારા સ્નેહીઓએ મારામાં અનેક આદર્શો આરોપ્યા, આજે એ બધાને હું ધૂળ તો નથી મેળવતી ને? સ્ત્રીવર્ગને નામોશી-ભર્યું તો હું કંઇ નથી કરી રહી ને? મારા વૃદ્ધ પિતાનું શું? આ બધું વિચારતાં મારી આંખે અંધારાં આવે છે. મારા અને સુમનભાઇના સંબંધ વિષે ન કરવાની વાતો તો નહિ થતી હોય ને? પ્રભુ! એ દિન મારા ન લાવશો. આજથી જ એનાથી હું દૂર થઈશ; આજથી જ એને ભૂલવાના પ્રયત્નો હું આદરીશ. એને ભૂલીશ? એનાથી દૂર થઇશ? એકમેકને ભૂલવામાં જ અમ બન્નેનું શ્રેય નથી દેખાતું? પડુંપડુ થઇ રહેલાં અમ બન્નેનો પડ્યા પછીનો

પશ્ચાત્તાપ શા કામનો? એ તો રાંડયા પછીના ડહાપણ જેવું થયું. ૧૧
ભલે અમારો શુદ્ધ સ્નેહ રહ્યો; પણ એ શુદ્ધ સ્નેહના અક્ષરો બિચારી કમળાના ધગધગતા અશ્રુઓથી શા માટે લખાય? અને તે લખાય તો મારું જીવ્યું શા કામનું? ત્યારે તો પ્રિય સુમનની વિદાય જ લઉં.

વહાલા સુમન! તમને આ મારા છેલ્લા પ્રણામ. ફરી મને મળવાનો વિચાર સરખો પણ ન કરશો. જો ડાહ્યા હો તો મને યાદ પણ ન કરશો. હું તો તમને ભૂલી ગઇ છું. મારા ગાંડાઘેલા જે કંઇ અવશેષો તમારી પાસે હોય તે બધાને તમારી નજરથી દૂર કરજો—એ સઘળાની હોળી કરજો. આજે તમારી વિદાય લેતાંલેતાં પણ તમારી પાસે એક ભીખ માગી લઉં છું. ભલી બિચારી કમળાને કરેલા અન્યાયનો બદલો શો આપશો? એના હૈયાની હાય શી રીતે બૂઝવશો? હવે તમારા જીવનની ઝાંખી યા ઝગઝગતી જ્યોત તમે એનામાં જ જોજો. બાકી મારી મૂંઝવણોનો અંત તો આટલેથી જ આવી જાય છે.



# ૨ મારું બાળલગ્ન

ગુજરાતના વાચકો! મથાળું જોઈ ગભરાશો નહિ. તમારે ગભરાવાનું શાનું હોય? તમારામાંથી કેટલાકોએ તો બાળલગ્નના અપૂર્વ લહાવા લૂંટ્યા પણ હશે! આ અપૂર્વતાથી પણ ના વહેમાતા. મારે હજુ ઘણું કહેવાનું છે. મને બાળલગ્ન ઘણું વહાલું થઈ પડ્યું છે! હા, વખતે એમ હોય કે તમારા જીવનમાં તમે એ Romance ન અનુભવ્યો હોય!

હું મુંજાલના પાટણના નગરશેઠનો દીકરો, એટલે અમે રૈંજી-પૈંજીમાં ન ગણાઇએ. અત્યારના વ્યક્તિગત સ્વાતંત્ર્યના તથા પાર્લામેન્ટરી વ્યવસ્થાના જમાનામાં નગરશેઠનો ભલે હિસાબ ન હોય, પણ એક વખત એવો હતો કે નગરશેઠને પૂછ્યા વિના

રાજ્ય કોઈ પણ પ્રકારનું પગલું ન લઈ શકતું. હશે, એ શેઠાઇ- 
નો અત્યારે આપણે વધુ વિચાર નહિ કરીએ. હાલ તો એટલું જ કે અત્યારે મને વીશેક વર્ષ પૂરાં થયાં હશે, એટલે શારદા મારી પત્ની થાય એ હું સારી રીતે સમજી શકું છું. પહેલાં નહોતો સમજતો એમ નહિ, પરંતુ શારદા 'પત્ની' છે એટલું જ, વિશેષ નહિ. પત્ની એટલે શું અને પતિ એટલે શું તે તો પ્રભુ જાણે! મારે મન બધું સરખું જ હતું.

એક વખત એવું બન્યું કે શારદા એના પિયરથી અમારે ઘેર આવી હશે. હું બહાર ઘરના ઓટલા ઉપર બેઠોબેઠો બીજા શેરીના છોકરાઓ સાથે રમી રહ્યો હતો. મારી પુત્રઘેલી મા જરા બહાર આવી અને બોલી, "શાન્તિ! હજુ તું એવો ને એવો રહ્યો. આ વહુ ઘરમાં બેઠી છે અને તું બહાર ગિલ્લીદંડા ખેલે છે! આ શું સારું લાગે છે?"

વાચક! ધ્યાનમાં રાખજે કે એ વખતે મારી ઉમર નવેક વર્ષની હશે.

હું તુરત ઘરમાં તો ગયો; પછી ધીમે રહી રસોડામાં મારી મા પાસે બેઠો અને કહ્યું, "મા! આને મારી સાથે રમવા ન મોકલે? અમે થોડો વખત સાથે રમીશું અને હું એને

 સંભાળીને પાછી લાવીશ." મારી ઘેલી માતાને આ શાનું રુચે? એ Wooing અને Courtingના લહાવા મને શાની લેવા દે?

એ તો તુરત ભભૂકી ઊઠી, "મેર મારા રોયા! એવું તે બોલાતું હશે? એ તો તારી વહુ છે! સમજતો નથી?"

"શું વહુ છે?"

"હા, વહુ છે. જા, છાનોમાનો જતો રહે, નહિતો કોઈ સાંભળશે તો તારી વાત કરશે."

એ વહુએ મારું અપમાન થતું તો નહિ સાંભળ્યું હોય ને? અત્યારે એ બધું પૂછી મારી જાતને શા માટે હલકી પાડું?

અરે, મેં કેવી ઉતાવળ કરી! બધો ઈતિહાસ ક્રમવાર શરુ ન કીધો. આ તો વચમાં જ વાત ઉપાડી. હશે, હવે શરુ કરીશ.

મારા બાપુ નગરશેઠ, એટલે "શ્રીમંતનાં છોકરાં ઝોળીમાં જ ઝડપાય" તેમ મારું પણ થયું. અઢી વર્ષનો થયો કે ચારે તરફથી સગાઈનાં માગાં આવવાં શરુ થયાં. જાણે બધા રહી જવાના ન હોય! કોઈ રાજરજવાડામાં જેટલી પૂછપરછ અત્યારના જમાનામાં નહિ થતી હોય તેટલી—બલ્કે તેથી પણ વિશેષ—તે સમયમાં મારે માટે થતી. મારા બાપુને તેમજ મારી માતાને એક જબરી મુશ્કેલી થઈ પડેલી. કોને ના

રસોડામાં જઈ મારી મા પાસે બેઠો અને કહ્યું,
'મા! આને મારી સાથે રમવા ન મોકલે?'

[ચિત્ર ૨]



પાડવી, અને કોનું નાળિયેળ સ્વીકારવું એ એક મોટો સવાલ 
થઈ પડેલો. છેવટે કેટલીક લાગવગને અંગે મારું ભાવી શારદા સાથે જોડાયું.

શારદા જરા ઘઉંવર્ણી હશે, અને કેળવણીમાં ડાબા હાથનો પહેલો નંબર હશે; બાકી કંઇ વાંધા જેવું નથી! એ એક આદર્શ ગૃહિણી છે તેમજ આદર્શ માતા પણ છે. જ્યારે હું અઢી વર્ષનો હતો ત્યારે એ લગભગ ત્રણેક વર્ષની હશે! અમારાં સાસુજીને મન એમ કે કન્યાને વરાવીએ એટલે છૂટીએ. વળી મારા જેવો જમાઇ હોય તો શીદને રાહ જોવી?

ત્રણથી સાત વર્ષના ગાળામાં શા શા અનુભવો થયા તેનો મને ખ્યાલ નથી. આશા છે કે વાચક તે બદલ દરગુજર કરશે. મારી મા કેટલીક વાર કહે છે કે જ્યારે હું ચાર પાંચ અને છ વર્ષનો હતો ત્યારે શારદાને કોઇ વખત અમારે ત્યાં જમવા તેડતા, અને હું એની સાથે જ જમવાની હઠ લેતો. કોઈ કોઈ-વાર એના ભાણામાંથી પુરી લઇ નાસી પણ જતો. મારા બાપુ તથા મારી મા તો આ બધું જોઈ જરૂર મલકાતાં હશે! એમને તો એમ જ લાગ્યું હશે કે શારદાને ચાહવા માટે જ હું જન્મ્યો છું!

૧૮ મારાં લગ્ન બાર અને તેરના ગાળામાં થએલાં. સાત વર્ષથી તે તેર સુધીમાં અનેક રમુજી બનાવો બન્યા હશે, પરંતુ એ બધા અહીં ટાંકવા બેસું તો "નાના મોંએ મોટી વાત" જેવું થાય. ગાંધીજી યા મુનશી જેવા પણ આપવીતી લખવા બેસે તોયે એવી ધૃષ્ટતા તો ન કરે. બધું થોડું સારું. અતિરેક થઇ જાય એ સારાને માટે ન હોય.

આ બધું ઠીક છે, પરંતુ લગ્નદિવસના કેટલાક પ્રસંગોનો ખ્યાલ તો મારે આપવો પડશે. વરરાજાના ભભકભર્યા વેષમાં મારા ગોઠિયાઓ મને ઉત્સાહભેર નિહાળ્યા કરતા. પેલો જરીનો જામો અને ચીરો મારાથી આ જન્મારામાં તો નહિ ભૂલાય. નાને માથે મોટી પાઘડી એ બધું અત્યારે તો હાસ્યાસ્પદ લાગે છે, પરંતુ એ વખતે તો બધા મને ધારીધારીને જોતા. મહોલ્લાની બધી સ્ત્રીઓ તો મારા પર જ જાણે મોહી ન પડી હોય!

વરરાજાનો ઘોડો આવ્યો અને મારા મામાએ મને ઉપાડીને ઘોડે બેસાડયો. વરઘોડો ઉપડયો અને ઠાઠમાઠથી શારદાને ઘેર જઈ પહોંચ્યો. આ નાનકડા વરને ઘોડેથી તેડીને ઉતાર્યો ત્યારે ઠેકાણું પડયું!

ગોર મહારાજ આવ્યા અને 'સમોરતમ્ શુભલગ્નમ્' વગેરે

વગેરે બધું શાસ્ત્ર ભણાઇ ગયું. અહીં પણ બીજાઓને કેટલોક 
આનંદ મારી બાલિશતાને અંગે થએલો ખરો, પરંતુ એ બધું અત્યારે નહિ કહું. વળી વખત આવ્યે બાળલગ્નનો ઈતિહાસ લખવા ધારું છું, તો તેમાં સ્વજીવનની કંઈક ઝાંખી કરાવીશ!

પરણીને ઘેર આવ્યા પછી મામલો જેટલો આનંદપ્રદ કહી શકાય તેટલો લજવાવે તેવો છે. પ્રભુ જાણે કેમ શારદા મારી પાસે આવતાં શરમાય; અને હું શારદા પાસે જતાં શરમાતો.

શરૂઆતમાં આડકતરી રીતે એકબે વખત મારા ઉપર દબાણ પણ થયું હશે! વાચક, આમાં કંઈ બેઅદબી જેવું ન સમજતો. ગાંધીજી ભલે સ્વરાજ્યને માટે તત્પર થયા હોય, પણ આપણો આમવર્ગ તો નિશ્ચિંત છે. તેર વર્ષનો હું અને સાડા-તેર વર્ષની મારી શારદા એ વિચારે પણ ધ્રુજારી છૂટે એવું છે!

એકબે વર્ષ એમ ને એમ વીતી ગયાં. એ દિવસો બહુ ભારી ગયા. કૌટુંબિક, વ્યાવહારિક તેમજ દુનિયાની અનેક બાબતોથી હું જકડાઈ ગયો. મારા જીવનના હાસ્યપ્રેરિત ઝર-ણાંઓ સુકાતાં ગયાં અને કરુણરસ જામતો ગયો.

卐 卐

અત્યારે સવારના સાતેક વાગ્યા હશે. શિયાળાના સાત એટલે

૨૦ હજુ પૂરતું અજવાળું નથી ઉઘડયૂં. મારો નાનો બાલુડો ખોળામાં સૂતોસૂતો ગેલ કર્યાં કરે છે અને હું અક્ષરગણિતમાંથી કેટલાંક પ્રૉબ્લેમ્સ ગણી રહ્યો છું. બા તથા બાપુની ગેરહાજરી-માં હું બાબુને ન સંભાળું તો કોણ સંભાળે? છઠ્ઠા ધોરણની પરીક્ષા નજીક આવી ગઈ છે. આવતે વર્ષે મૅટ્રિકમાં આવીશું તેના વિચારો પણ અત્યારે કરી રહ્યો છું. પેલો બાબુ એના બાપની વ્યથા શું સમજી શકે? અન્ય સંબંધીઓ ઘરની વાતો શું જાણે કે મારા પ્રત્યે કંઈ સહાનુભૂતિ ધરાવે? બાંધી મૂઠી લાખની, એ રુએ જેમતેમ ઘરનું ખર્ચ બાપુના પૈસામાંથી ચાલી રહ્યું છે. નિર્દોષ શારદાને દિલનાં દર્દો કહ્યે શા દહાડા વળે? બાપુ અભ્યાસ છોડી વ્યાપાર કરવા મુંબાઈ જવા કહી રહ્યા છે. આવા પરણાવ્યાના કોડ ન પૂરા કર્યા હોત તો ન ચાલત?

卐 卐

જેમતેમ કરી કૉલેજનાં પણ બે વર્ષો પૂરાં કર્યાં. અત્યારે બી.એ.માં ટર્મ ભરી રહ્યો છું. રજામાં શારદા પાસે બેત્રણ માસ જાઉં છું. બાકી તો કૉલેજની હૉસ્ટેલમાં રહેવાનું અને કલબમાં જમવાનું. મારો અહીંનો ખર્ચ એક સારા ગૃહસ્થ તરફથી નભી રહ્યો છે. બીજો શો રસ્તો થઈ શકે? બા તથા

બાપુ એમની નગરશેઠાઇ ઉપર જ કેવળ નભી રહ્યાં છે. કેવા 
દિવસો જોવા પડશે તે તો પ્રભુ જાણે! મારો બાબુ અત્યારે ચારપાંચેક વર્ષનો થયો હશે, અને મારી સરલા લગભગ આઠેક માસની હશે!

વાચક! આટલેથી સમજી જજે. શારદાએ તો લગભગ યુવાવસ્થા ગુમાવી દીધી છે એમ કહું તો પણ ચાલે. મારું પણ ટૂંક સમયમાં એમ જ થવાનું! દેશના ગૌરવમાં અમારા જેવાં યુવકયુવતીઓ શો ફાળો આપી શકે? જેમતેમ જીવનનાં ચાળીશ પચ્ચાશ વર્ષ પૂરાં કરવાનાં અને છેવટે મરી છૂટવાનું.

આ બધા બાળલગ્નના લહાવા નહિ તો બીજું શું? મારી મા તો પેલા બાબુ પાછળ જ ગાંડીગાંડી થઈ ગઈ છે. આખો દિવસ એને પૂછ્યા કરે, "બાબુ, તારે માટે વહુ લાવીશું? બોલ દીકરા કેવી લાવીશું?" બાપડો બાબુ શો જવાબ આપે?

મારી આ દશા ઉપર કોઈ ધ્યાન લાવશો? કોઈ ધ્યાન લાવી અશ્રુ તો ન જ સારતા! મારો અને શારદાનો સંસાર ઠીક ઠીક ચાલી રહ્યો છે! પરંતુ એટલું કહીશ કે તમારા વહાલા બાલુડાઓને આવા લહાવાના ભાગ્યશાળી ના જ બનાવતા! પ્રભુ! આર્ય માતપિતાઓને સદ્બુદ્ધિ અર્પો એટલું જ! અસ્તુ!



# ૩ વૈધવ્ય

હું વિધવા છું. છું તો માત્ર વીશ જ વર્ષની, પરંતુ વિધવા છું. માબાપ સારાં, સુખી અને કેળવાએલાં એટલે મારા લગ્ન પહેલાં મેં મૅટ્રિક સુધી અભ્યાસ કરેલો. એકંદર મારી સત્તર વર્ષની ઉમરમાં મેં મારે ઘેર ઠીક તૈયારી કરી કહી શકાય. મારા અઢારમા વર્ષની શરૂઆતમાં ન્યાતના એક ઊગતા સુખી ગ્રૅજ્યુએટ સાથે મારાં લગ્ન થયાં. વાચક, લગ્ન થયાને બે વર્ષ તો પૂરાં થયાં નથી ત્યાં મારો રમેશ મને છોડી ચાલ્યો ગયો —અરે! હું વિધવા થઈ.

જ્યારે રમેશ અને હું સાથે જીવન જીવી રહ્યાં હતાં ત્યારે

અમે અનેક વિચારો કરતાં. અમારું લગ્ન એ જીવનનો કોઈ અકસ્માત નહોતો. અમે તો લગ્ન પહેલાંનાં મિત્રો હતાં. નાની ઉમરે કેટલી યે વાર અમે સાથે રમ્યાં હોઇશું. ટૂંકમાં, અમે બાળ-મિત્રો હતાં, અને અમારું લગ્ન થતાં અમે જીવનમિત્ર બન્યાં. અત્યારે રમેશનો વિચાર કરતાં મારું હૈયું હાથ નથી રહેતું. એક બાજુ આ વૈધવ્ય અને બીજી બાજુ એને પડખે ઊભેલી મને જોતાં મારું દિલ કપાઈ જાય છે. આમ એકમેકને સાથ આપવા અમને કોઈનું ફરમાન નહોતું થયું. અમે તો આવો સાથ આપવા સરજાયાં હતાં.

રમેશના જીવનતરંગોની અત્યારે તો મને કલ્પના પણ નથી આવતી. પોતે લાગણીપ્રધાન, એટલે એનાં હૃદયસ્પર્શી સ્વપ્નો-માં મારું ભાન હું કેટલી યે વાર ભૂલી જતી. અત્યારે મારું વૈધવ્ય એ બધાંનું ભાન મને ભૂલાવે છે. એનાં અનેક સ્વપ્નો-માંનું ફક્ત એક જ સ્વપ્ન મારા હૃદયપટ ઉપર હજુ તાજું જ છે. એ સ્વપ્ન પાછળ રહેલો વિચાર મને અત્યારે પણ જીવાડી રહ્યો છે;—એ જ એક મારું જીવનબળ છે.

એક દિવસ વાતવાતમાં રમેશે મને પૂછ્યું, “સરલા, દુનિયાના કોઈ અકસ્માતે હું હતો નહતો થઈ જાઉં તો તારું

 શું થાય?” મને તો એનો આ પ્રશ્ન ન ગમ્યો. એ પ્રશ્ન પાછળ રહેલું સત્ય આટલું જલદી જોવું પડશે એનો વિચાર પણ એ વખતે ક્યાંથી આવે? જરા છંછેડાઇ જઈ મેં કહ્યું, “વહાલા રમેશ! આવું તે શું પૂછતો હોઇશ? આપણે એકમેક વગર તે કેમ જીવી શકીએ? છતાં માન, કે મારું એમ થાય તો તું શું કરે?”

જ્યારે રમેશના પ્રશ્નનો હું જવાબ તો શું પરંતુ વિચાર પણ નહોતી કરી શકતી, ત્યારે મારા પ્રશ્ને જાણે એને કંઇ જ લાગ્યું ન હોય તેમ તે બોલ્યો, “પ્રિય સરલા, જીવનસ્નેહ આવી વાસ્તવિકતાનો વિચાર પણ ન કરવા આપણને ભલે લલચાવતો હોય, પરંતુ એ વાસ્તવિકતા આપણને એમ છોડે તેમ નથી. એને ઈશ્વરેચ્છા કહો યા આપણું નસીબ કહો, પરંતુ એક વખત તો જીવનમાં એને વધાવવી જ પડશે. મારી પહેલાં તારે જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો હું વિધુર થાઉં અને આવી પડેલા વૈધવ્યના ઘૂંટડા ગળે ઉતારતાં ઉતારતાં મારું જીવન શાંતિમાં પૂરું કરું.” રમેશને આવો વિચાર કરતાં આટલો ગંભીર થતો જોઈ ટોળ કરતાં મેં કહ્યું, “રમેશ, વૈધવ્ય તો વિધવાને હોય, વિધુરને તે વૈધવ્ય હોતું હશે? તારે તો આ

સરલાને ભૂલી જઇ બીજી સરલા સાથે જીવન માંડવાનું.” 

રમેશને મારી આ મજાક ન ગમી. જરા વધુ ગંભીર થઈ એ બોલ્યો, “સરલા, આવું ફરી ન બોલીશ. વૈધવ્ય કેવળ સ્રીને જ હોઇ શકે એવી ગાંડાઈ તું હવે ન માનીશ. એ તો સ્રી પુરુષ બન્નેને સરખું જ પ્રાપ્ત થાય છે. એની પાછળ એક જ તત્ત્વ રહેલું છે અને એ તત્ત્વ તે સ્રીપુરુષ બન્નેની વચ્ચેનો અખંડ પ્રેમ. જ્યાં આ પ્રેમ નથી ત્યાં એને અવકાશ પણ નથી. ત્યાં વૈધવ્ય બેમાંથી એકેને પ્રાપ્ત નથી થતું. વૈધવ્ય કંઈ જીવનની વેઠ નથી, પણ એ તો જીવનનો એક અપૂર્વ લહાવો છે. નાની ઉમરમાં બીજા કોઇ અણઘટતા દબાણને લઈને જોડાઈ ગએલાં જોડલાંઓને તે વૈધવ્ય શાનું હોય? એમાંના એકને ગમે તેમ કરી વૈધવ્ય પળાવવું એનો તો કંઇ જ અર્થ નહિ. એ તો પાળનારને મન વેઠ, અને પળાવનાર વૈધવ્યની દિવ્યતાથી અજાણ્યો હોઇ સ્વાભાવિક રીતે એની તરફ હલકી દષ્ટિએ જુએ.”

રમેશના જીવનનું આ સ્વપ્ન એને અનુભવવા સમય ન આવ્યો, પરંતુ એ કડવો અવસર મને પ્રાપ્ત થયો. દુનિયાને અત્યારે એના જેવા વિધુરોની જરૂર છે એમાં કોણ ના પાડશે? વૈધવ્યની અપૂર્વતાનું તથા એની પાછળ રહેલા શાશ્વત તત્ત્વનું

૨૮ ભાન દુનિયાને રમેશ જેવા વિધુરો સિવાય કોણ કરાવી શકે?

રમેશના આટલા સંદેશ માત્રે પણ મારું વૈધવ્ય મને સાવ હળવું લાગે છે, અને આ પરિસ્થિતિમાં દુનિયાની સેવા કરવાનાં અનેક ક્ષેત્રો મારી નજર આગળ ખડાં થાય છે. જ્યારે મારી બીજી વિધવા બ્હેનોનો હું વિચાર કરું છું ત્યારે તો કંપી ઊઠું છું. એમનું જીવન મને રડાવે છે અને એમના પ્રત્યેની વર્તણુક મને ગભરાવે છે. આવી રીતે ગમેતેમ જીવન વિતાવતી આપણી હજારો બ્હેનો પાસેથી આપણે કંઇ પણ કાર્ય નથી લઈ શકતા, કારણકે એમના ઉપર લદાએલું વૈધવ્ય એમના આત્માને કચરી નાખે છે, અને કેટલી યે કેવળ પશુની માફક રહ્યાસહ્યા દિવસો વીતાવી નાખે છે.

ગઇ કાલે અમારા નજદીકના મિત્ર પ્રબોધભાઇ મને મળવા આવેલા, ત્યારે રમેશના આ સંદેશ બાબત કેટલીક વાતો થએલી. વાત કરતાં પ્રબોધભાઇ બોલ્યા, “સરલા બ્હેન, મૂળ પરિવર્તન આપણી લગ્નસંસ્થામાં થવું જોઈએ. ઉમરનું પ્રમાણ કંઈક વધવું જોઇએ અને બન્ને પક્ષની સમાનતાનો કંઈક વિચાર થવો જોઈએ. વધારેમાં બીજું એ કે દરેક સ્ત્રીપુરુષને લગ્નબંધનથી જોડાયા પહેલાં યોગ્ય સંસ્કારો તથા વિચારબળ મળી જવાં જોઇએ.

આટલું થાય તો પછી સ્રીને વૈધવ્ય બાબત પુરુષના હરીફ ન 
થવું પડે. પરંતુ આ સ્થિતિમાં તો બન્ને આવેલા વૈધવ્યને વધાવી લેતાં ગએલા આત્માને તથા પોતાના જીવનને જરૂર દીપાવે. બાકી આટલું ન થાય ત્યાં સુધીનું વૈધવ્ય ન કહેવાય. એને જોઈએ તો વ્યવહાર કહો યા ગમે તે કહો."

પ્રબોધભાઈની આટલી વાતે ન સંતોષાતાં મેં પૂછ્યું, "ત્યારે તમે અત્યારની આપણી વિધવા બહેનો માટે શો રસ્તો સૂચવો? શું એમને મરવાને અભાવે જીવવા દેવી?"

"સરલાબહેન! અત્યારની આપણી વિધવા બહેનોનો વિચાર કરવાનો કોઈ રસ્તો આપણે હાથ નથી રહ્યો. ધારો કે એક વિચાર કરીએ તો યે કંઈ વળે નહિ. આપણે તો એટલું જ ઇચ્છીએ કે આ બહેનો ઉપર થતા અનેક જુલમોમાંથી પ્રભુ એમને બચાવે અને શાંતિમાં એમનું જીવન પૂરું કરવા દે. આ સિવાયનાં રમેશભાઈનાં સ્વપ્નો જોતાં હજુ જમાના જોઈશે. બાકી તો વધુમાં એટલું કે વૈધવ્ય એ કેવળ સ્રીપુરુષના જ સંબંધમાં હોઈ શકે એ માનવું ભૂલભરેલું છે. એટલું છે કે આ સંબંધની વિશિષ્ટતા જે પ્રકારનું વૈધવ્ય પ્રાપ્ત કરાવે છે તે બીજો કોઈ સંબંધ નથી કરાવતું. જે બે વસ્તુ વચ્ચે પ્રેમ છે તેને એક-

મેકને અભાવે વૈધવ્ય પ્રાપ્ત થાય જ છે. જ્યાં સુધી સ્ત્રીપુરુષના સંબંધમાં આ પ્રેમ સ્થાન નહિ લે ત્યાં સુધી આપણા જીવનનું ધોરણ ઊંચું નહિ આવે. બાળ વયમાં વિખૂટી પડેલી બહેનોને સમાજ વિધવા કેમ કહી શકતો હશે તે મને તો નથી જ સમજાતું. મારું દિલ તો મોટી વયે થએલી વિધવાઓને પણ, જો તેમણે પરિણીત જીવનના લહાવા ન માણ્યા હોય તો ત્યાં સુધી વિધવા કહેતાં દુભાય છે. આ બધું વિચારતાં હું તો મૂંઝાઇ જ જાઉં છું. પુનર્લગ્નની સંસ્થા હરહમેશ માટે યા સમાજના બધા જ વર્ગ માટે ઊભી કરવી કે નહિ તે મને તો નથી સૂઝ્યું. પણ રમેશભાઇની માફક એટલું તો જોઈ શકું છું કે વૈધવ્ય એ જીવનનો એક અપૂર્વ લહાવો છે, અને કોઈપણ માનવ પ્રજાએ જો જીવી જ જાણવું હોય તો પોતાના સમાજમાં વૈધવ્યને પ્રથમ સ્થાન આપવું જોઈએ.”

પ્રબોધભાઈની આટલી વાતોએ મને ખૂબ જ વિચાર કરતી કરી મૂકી છે. માતપિતાથી યા કોઈ જીવનમિત્રથી વિખૂટા થતાં પણ વૈધવ્ય પ્રાપ્ત થાય છે એ એમની વાતને મારી બાળસખી મધુરી તરફથી પણ ઠીક ટેકો મળે છે.

મધુરીએ અને મેં સાથે જ અભ્યાસ કરેલો, પરંતુ અમારા

જીવનમાં એટલું અંતર રહી ગયું કે મેં અભ્યાસ છોડ્યા પછી રમેશને મારો હાથ સોંપ્યો, જ્યારે એણે પરિણીત જીવનનો વિચાર ન કરતાં ગરીબ મજૂર બહેનોની સેવા કરવાનું વધુ પસંદ કર્યું. હમણાં થોડા જ વખત પહેલાં પોતાના એક પત્રમાં એની વહાલી બાની માંદગી બાબત લખતાં એ લખે છે કે, "હિંદુ સંસારમાં કુમારિકાનું સૌભાગ્ય એ જ માતપિતા. તેઓ જતાં કુમારિકા વૈધવ્ય પ્રાપ્ત કરે છે ખરું ને? . . . . ." આના જવાબમાં મેં લખ્યું, ". . . બાની માંદગી બાબત તેં જે બે-ચાર વાકયો લખ્યાં છે તેને હું અહીં સ્પર્શ નહિ કરું. હાલ તો એટલું જ કે હું તારી વાતને મળતી છું એમ માની લેજે; ફક્ત તફાવત એટલો જ કે કેવળ હિંદુસંસાર માટે જ નહિ, પરંતુ સારી યે માનવજાત માટે . . . ." 

ભલા વાચક! તું સ્ત્રી હો યા પુરુષ હો, પરિણીત હો યા અપરિણીત હો, પરંતુ મારા રમેશના આટલા સંદેશને ઝીલવા જેટલો જરૂર પ્રયત્ન કરજે. જીવનમાં મસ્તપણે કલ્લોલ કરી રહેલાં પ્રેમી યુગલોને જોતાં જો તું હર્ષઘેલો થઇ જતો હોય તો વિખૂટાં પડેલાં વિરહીને જોતાં જરૂર વધુ હર્ષઘેલો થજે. પહેલું જીવનની અસારતા ભુલાવે છે, તો બીજું એ અસારતામાં

 સારતાનાં દિવ્ય દર્શન કરાવે છે. એક જીવન જીવવાનો અપૂર્વ ઉત્સાહ અને બળ અર્પે છે, તો બીજું જીવનને પ્રભુમય બનાવે છે.



## ૪ મારા અવિવાહિત જીવનના કેટલાક પ્રસંગો




કુંવારી છું. ઉમરે છું તો બાવીશેક વર્ષની, પરંતુ કુંવારી છું. મારા જીવનના આ અકસ્માતે મારી દુનિયાના જાતજાતના માણસોને મારે માટે અનેક પ્રકારના વિચારો કરતા કરી મૂક્યા છે. કોઈ આમાં ભયંકરતાનું આરોપણ કરી જાણે દુભાતા હોય તેમ મારા વિચારમાત્રે પણ કંપી ઊઠે છે; જ્યારે બીજા કેટલાક તો મારી દયા ખાતા હોય તેમ નિસાસો નાખી મને મારા નસીબ ઉપર છોડી દે છે. પણ આટલેથી જ દુનિયાના આ હિતચિંતકોનો તેમજ દયાળુ આત્માઓનો પાર નથી આવતો!

સાહિત્યક્ષેત્રમાં વિહરતા કોઇકોઇ સાહિત્યરસિકો તો મારા

 જીવન ઉપરથી ચિત્રવિચિત્ર કલ્પનાચિત્રો દોરી રહ્યા છે. કોઈ મને આ વચ્ચે દુનિયામાં આડીઅવળી અથડાતી અને છેવટે જીવનમાં દુઃખી થતી દેખાડવામાં માનવતાની સેવા માને છે, તો બીજા કોઈ મારા આ અવિવાહિત જીવનમાં ન પરણવાનો નિશ્ચય દાખલ કરી મને જનતાની સેવા કરતી ચીતરવામાં પોતાનું સર્વસ્વ જુએ છે. આ ભલા સાહિત્ય–પૂજારીઓ ઉપરાંત જે રહ્યા તે મારી આજુબાજુ પતંગિયાંની માફક વીંટળાઇ વળતા કેટલાક નવયુવકો, અને એમાં ભાત પાડતા કાકા કહેવા યોગ્ય એકબે વડીલો પણ ખરા! મારા આ જીવનમાં રસ લેતા હિતેચ્છુઓનો તો હું જેટલો ઉપકાર માનું તેટલો ઓછો. પરંતુ એ બધાનો શંભુમેળો જો એકાદ નિશ્ચિત સ્થળે એકઠો થાય તો તો એમના પરસ્પરવિરોધી એવા પ્રવાહોમાં મારું શું થતું હશે એનો એમને કંઇક ખ્યાલ આવે.

ગયા માહ માસમાં જ મારી નાની બ્હેન વિનોદિનીનાં અમે લગ્ન કર્યાં. ન્યાતજાતના ચાલુ વ્યવહારોમાં તેમજ સગાંઓને ત્યાં આવતા પ્રસંગોમાં ખાસ ભાગ મેં છેલ્લાં પાંચેક વર્ષમાં તો નથી લીધો. ઘેર આવેલા આ પ્રસંગે તો મારે બહાર પડવું પડયું. અને મને સમાજનું માનસ જોવાનું સહજ કુતૂહલ

પણ થએલું ખરું. 

એક દિવસ સવારના હું તથા મારાં લીલા ભાભી ન્યાત-જાતનાં તથા સગાંસંબંધીઓનાં કેટલાંક કુટુંબોમાં જમવા વગેરેનાં નોતરાં આપવા ગએલાં. જ્યાં જઇએ ત્યાં હું મારાં ભાભીને આગળ કરતી. મારે માટે બીજો રસ્તો જ નહોતો. ઘણાંખરાંને તો હું ઓળખતી જ નહિ, અને જે થોડાંને ઓળખતી ત્યાં કેટલેક ઠેકાણે તો ઉપચાર જેટલું બોલી ચૂપચાપ જે થાય તે જોયા કરતી. આમ છતાં કોઇકોઇ સ્થળે સહેજ ડાહી પણ થતી.

શરૂઆતમાં અમે પરિચિત એવા એક કુટુંબમાં ગયાં. એ કુટુંબ સાથે અમારે દૂરના સગપણનો નાતો પણ ખરો. ઘરમાં ઉમરે પહોંચેલા દામજી કાકા તથા પાર્વતી કાકી, અને એમના હાથ નીચે સ્વચ્છંદપણે ઊછરતો તથા જીવનની પરવા વિનાનો જુવાનીઓ નવનીત અને એની ભલી પત્ની કુસુમ એમ ચાર જણાં છે. અહીં તો જતાંવેંત જ મેં કહ્યું, "પાર્વતી કાકી! આપણી વિનોદિનીના લગ્નનાં નોતરાં દેવા આવ્યાં છીએ. તમારા ઘરના . . . . . ." આમ જરા વધારે ઉપચાર કરતી મને સાંભળવા કાકી તૈયાર નહોતાં. જાણે કંઇ જાણતાં ન હોય તેમ

 એમણે વચમાં જ પૂછ્યું, "સરલા, વિનોદિની તો તારી નાની બહેન, ખરું ને?"

કાકીના આ પ્રશ્ન પાછળ રહેલી પ્રશ્નોની પરંપરા મારી નજર બહાર નહોતી. દામજી કાકા અને આ કાકી પણ મારા હિતેચ્છુ વર્ગમાંનાં જ હતાં! મેં જરા શાંતિપૂર્વક કહ્યું, "કાકી, તમારાથી ક્યાં અજાણ્યું છે કે મને આમ પૂછો છો?" કાકીએ જોઇ લીધું કે પોતે ધારતાં હતાં એવી હું ભલી નહોતી. પરંતુ તેથી એ એમની પ્રશ્નાવલિમાં કંઇ પાછાં પડે એમ પણ નહોતું. જરા વધારે ઠાવકાશપૂર્વક એમણે ચલાવ્યું, "ત્યારે સરલા, તને નથી લાગતું કે વિનોદિની પહેલાં અમારે તને પરણાવવી જોઇએ?"

એમણે પૂછેલો આ પ્રશ્ન મારે માટે કંઇ નવો નહોતો. મારે તો જરાક મજાક કરવી હતી, એટલે જાણે કોઇ મહાન વિચારક સાથે ચર્ચા કરતી હોઉં તેમ મેં કહ્યું, "પાર્વતી કાકી, લગ્ન પણ માનવજાતની એક ભૂખ છે. એ ભૂખ આંકવામાં નાના-મોટાનો પ્રશ્ન આગળ કરો એ તો ભીંત ભૂલવા જેવું થાય. સવારના સાત, બપોરના અગિયાર અને રાતના આઠ વાગ્યે લાગતી સર્વસામાન્ય ભૂખ જેવી આ ભૂખ નથી. આ ભૂખ

જેવી એક વસ્તુ તો દરેકના જીવનમાં ઘણુંખરું ગમે તે એક સમયે પોતાનું જોર કરે છે; પરંતુ એનો કંઈ ખાસ નિયમ નથી. વિનોદિનીના જીવનમાં આ ભૂખે જરા વહેલું જોર કર્યું, એટલે એને માટે અમે આ માર્ગ ખુલ્લો કરી દીધો. મારી રાહે એ રાહ જુએ યા એની ઉતાવળે હું ઉતાવળ કરું તો બન્નેને ખમવું પડે અને બધું કાચું કપાય."

ભલાં કાકીએ તો બધું મોં ફાડી સાંભળ્યા જ કર્યું. એમને થતી અકળામણ હું સમજતી હતી, પરંતુ એમાં મારો નિર્દોષ આનંદ હતો. જરા થોડી વારે સહેજ ગભરાતાં છતાં પૂરી વડીલાઈથી એમણે કહ્યું, "સરલા, આવું તું બીજે ના બોલતી. આ તારી ભૂખ અને તરસ મને કંઈ નથી સમજાતું, પરંતુ બીજા કોઈ સમજે તો આપણે શું મોં બતાવીએ?"

કેવાં ભલાં અને સરળ કાકી! બાપડાં સ્વતંત્રપણે વિચાર ન કરી શકે એટલે અમુક રૂઢ વાતોને પકડી રાખે એટલો જ એમનો દોષ; બાકી તો દિલમાં કંઈ ન મળે. કોણ જાણે કેમ, મારા વિચારવાળાઓને હું જેટલા ચાહું છું તેટલાં જ આ કાકી જેવાં વડીલોને પણ ચાહી શકું છું. અમારી વચ્ચે વિચાર, વય તથા જીવનનું જરૂર અંતર છે, પરંતુ તેથી એમનામાં રહેલી

આ મજાકનો અંત લાવવા મેં કહ્યું, "પાર્વતી કાકી, તમારાં જીવન જ્યારે ઘડાએલાં ત્યારે ભૂખ કે અભૂખનો વિચાર નહોતો થયો. માનવજીવનની આ ભૂખને સંતોષતી વસ્તુ તમારાં જીવનની માગ પહેલાં તમારી આગળ ખડી થએલી અને એણે તમારામાં આ ભૂખ જગાડેલી. લો, હવે હું તમારી આગળ વધારે આવી ગાંડી વાતો નહિ કરું. અત્યારે તો જેનાં લગ્ન છે તેનાં જ ગીત ગાઇએ અને એને પરણાવ્યાનો આપણે બધાં સાથે લહાવો લઈએ." વડીલ કાકી પાસે આમ ગેલ કરી અમે બીજાં બાકી રહેલાં કુટુંબોમાં ફરી આવ્યાં. ક્યાંક કડવો અનુભવ થયો તો ક્યાંક સહેજ ઉત્સાહ પણ મળ્યો. કોઇકે છેટે રહ્યારહ્યા મારી સામે આંગળી કરી તો બીજા કોઇએ મને જાણે નમી જવાતું હોય તેમ નમસ્કાર કર્યા!

આ બધા વિનોદિનીના લગ્ન સમયના કેટલાક અનુભવો. આજે એ લગ્ન થયાને પણ કેટલાક માસ થયા હશે. મારી દુનિયાના ઘણાખરા માણસોએ હવે મારા લગ્ન માટે લગભગ આશા છોડી દીધી છે. સત્તર વર્ષની વિનોદિની પરણી એટલે બાવીશ વર્ષની એની મોટી બહેનને પરણવાનું ન જ હોઇ શકે

એવું કંઇક આ હિતેચ્છુઓ માનતા હશે! એમનું આ માનવું 
ખરું છે યા ખરું પડશે તે તો હું નથી જાણુતી, એટલે હાલ તો સૌને સૌના ભ્રમ મુબારક હો!

ગઇ કાલે જ મારા મિત્ર કાંતિભાઇ મારે ત્યાં આવ્યા ત્યારે આ ભ્રમો બાબત કેટલીક રમુજી વાતો થએલી. કાંતિભાઈ બહુ જ નજદીકના મિત્ર, એટલે મારી સાથે વાતમાં કંઇ સંકોચ નથી રાખતા. જરા મોજીલા છે, એટલે વાતવાતમાં ગમત પણ કરે. શરૂઆતમાં આડીઅવળી વાતો કરતાંકરતાં એમણે મારે વિષે એક તીર ફેંકયું, "સરલા બહેન, આપણા યુવાન મિત્રો તો હવે ચોક્કસ માની બેઠા છે કે તમે નહિ પરણો. વિનોદિની બહેનને નહોતાં પરણાવ્યાં ત્યાં સુધી એમને આશા હતી, પરંતુ હવે તો બધા જ નિરાશ થઇ ગયા છે."

મારાથી એમની આ વાત ન ખમાઈ. હું તો તુરત જ ભભૂકી ઊઠી, "ભાઈ, એમાં એમને નિરાશ થવાનું શું કારણ?"

કાંતિભાઈ એમ ગભરાય તેમ નહોતા. એમણે તો વધુ મજાક કરતાં ચલાવ્યું, "સરલા બહેન, આ કંઈ તમારાથી અજાણ્યું નથી. એ બાપડાઓના જીવનની એકની એક આશા નષ્ટ થઈ ગઇ. કેટલાકે તો વળી મને પણ નાહી નાખવાનો

 ટોણો માર્યો હશે!" આ બધું સાંભળવું મને ઠીક ન લાગ્યું. મેં જરા મોં કડવું કરી કહ્યું, "જવા દો હવે, આ ટોળટપ્પા મારે તો નથી સાંભળવા. આજ તો સભામાં જવું છે એટલે જરા વહેલાં જ છૂટાં પડીશું."

બધા રમુજી માણસો સ્વભાવે જરા હઠીલા હોય છે તેમ કાંતિભાઈ પકડી વાત છોડે તેમ નહોતા. જરા હસતાંહસતાં પાછા બોલ્યા, "કેટલાક તો એમ જ માને છે કે તમે આપણા ઇન્દુભાઈને ચાહો છો અને એમની સાથે લગ્નનું પણ તમે નક્કી કરી દીધું છે. વળી કોઇ ઘેલાઓ તો તમે આશ્રમમાં જવાનાં છો એમ જ કહે છે. બાકી તમારે માટે ન સાંભળવા જેવું કહેનારાઓને તો હું સાંભળતો નથી, એટલે આવી ઘેલ-છાઓમાં ખૂબ જ હસ્યા કરું છું. આ બધાંનો મેં તો એટલો જ સાર કાઢ્યો છે કે હું સ્ત્રી જન્મ્યો હોત તો દુનિયાના આટલા બધા માયાળુ આત્માઓ મારી પણ આમ ચિંતા કરતા હોત!"

કાંતિભાઈના છેલ્લા શબ્દોએ મને જરા ઠંડી પાડી. આવું ગાંડુઘેલું સાંભળી સહેજ હસવું આવ્યું. એમના એ હાસ્ય પાછળ સ્ત્રીજીવનની એક દુઃખદ પરિસ્થિતિ તરફ સ્પષ્ટ નિર્દેશ

'કેટલાક તો એમ જ માને છે કે તમે આપણા ઈન્દુભાઈને ચાહો છો અને એમની સાથે લગ્નનું પણ તમે નક્કી કરી દીધું છે.'

[ચિત્ર ૪]



હતો. દુનિયા મારી ચિંતા ન કરે અને મને મારા માર્ગે જવા ૪: દે તો કેવું સારું?

મારા અવિવાહિત જીવનનું આ એક રમૂજી ચિત્ર. આપણે ત્યાંની આ ઉમર સુધી અપરિણીત રહેલી બાળા પોતાના જીવનનું એક રમૂજી ચિત્ર દોરી શકે એ આ જ પરિસ્થિતિ અનુભવતા બીજાઓની કલ્પનામાં પણ નહિ આવે. ખરું જોતાં આમાં રમૂજને બદલે દુઃખ હોવું જોઇએ; પરંતુ મેં તો દુનિયાને એટલી બધી જોઈ અને સાંભળી છે કે એ બધા ઉપર હું તો હસતી અને મજાક કરતી જ થઇ ગઈ છું. મારા જેવી બીજી કુમારિકાઓનાં જીવનમાં સળગી રહેલા દાવાનળ તરફ સહેજ દૃષ્ટિપાત કરીએ તો એ આપણાથી સહ્યું નહિ જાય. મારી બધી જ બહેનો આમ હસતી થઈ જાય તો કેવું સારું? તો તો સ્ત્રીજીવનનો કંઇક વિકાસ થાય તેમજ સ્ત્રી યા પુરુષના જીવનમાં એકમેકનો વિચાર કંઇક યોગ્ય સ્વરૂપ લે. કુદરતની કોઈ અગમ્ય શક્તિ યા વિભૂતિ ગુજરાતની બધી જ બહેનોને આમ હસતી કરો એ જ અંતિમ શુભેચ્છા!



## ૫ લગ્ન કોને કહેવું?

વાચક! છું તો હું અવિવાહિત, છતાં થોડોક વખત થયાં મને માનવજાતની લગ્નસંસ્થા બાબત અનેક વિચારો આવ્યા કરે છે. લગ્નસંસ્થાનો પ્રથમ કઈ પરિસ્થિતિમાં સ્વીકાર થયો હશે, અને ત્યાર બાદ સમયાનુસાર એમાં શાં શાં પરિવર્તનો થતાં આવ્યાં એ બધાના વિચાર પાછળ હું તો ગાંડીગાંડી થઈ જાઉં છું.

અત્યારે આ વિષેનો કંઇ પ્રસ્તાવ કરું તે પહેલાં મારી ઓળખ આપી દઈશ. મને લોકો મૃદુલા કહી બોલાવે છે, અને હું અત્યારે વીશેક વર્ષની હોઈશ. વધારામાં હું કૉલેજમાં અભ્યાસ કરું છું એ સમાજની દૃષ્ટિએ મારી ખાસ વિશેષતા છે.

એક દિવસ રાતના કૉલેજના ચોપડા ઊંચા મૂકયા બાદ મને ૪૫ વિચાર થયો કે શું માનવજાતની શરૂઆતમાં કોઇ ચોક્કસ લગ્નસંસ્થા હયાતી નહિ ધરાવતી હોય? વધુ વિચારતાંવિચારતાં મને થયું કે આપણે સુધરેલા શા ધોરણે એમ કહી શકીએ કે માનવ સમાજની વ્યવસ્થિત પરિસ્થિતિના ઈતિહાસમાં પણ એક સમય એવો હોવો જોઈએ કે જ્યારે લોકો કોઈ પણ પ્રકારના ચોક્કસ યા અચોક્કસ બંધારણ તથા સિદ્ધાંત વગર દુનિયાનો આ વ્યવહાર ચલાવી રહ્યા હશે? આમ અનેક પ્રશ્નપરંપરાનો વિચાર કરવા છતાં મને સંતોષ ન થયો. મેં વિચાર્યું કે મારે આ માટે કોઈ સમાજશાસ્ત્રીની સલાહ લેવી અને પરિણામે જવાબ મળ્યો કે, "મિસ દેસાઈ! એ અભ્યાસ બહુ ઊંડો છે. બહુ વિવેક વાપર્યો છતાં ઘણું જ થોડું ભૂતકાળના અંધારામાંથી તારવી શકાય તેમ છે. હું તો તમને એક વિચારની દૃષ્ટિએ એટલું કહું કે અત્યારે ખાસ કરીને ફ્રાન્સની જનતા અને ઘણુંખરું તો આખું યે યુરોપ લગ્નસંસ્થાના જે ધોરણે વહી રહ્યું છે તે કરતાં તો અત્યારની દુનિયાના માનવ પૂર્વજો પોતાની ઊગતી સમજની શરૂઆતમાં પણ કંઇક વધુ યોગ્ય અને જનતાને પોષક એવા ધોરણે વહેતા હશે. હા, એટલું છે કે સ્ત્રીપુરુષના લગ્ન માટેની

૪૬ ઉમરનાં કાયદેસર બંધારણોનો, છૂટાછેડા માટેની અત્યારની કચેરીઓનો, તથા અત્યારની અનેક પરિસ્થિતિઓમાં જન્મેલાં બચ્ચાંઓ માટેના કાયદેસર હક્કોનો વિચાર એ વખતે નહિ થયો હોય; પરંતુ એટલું તો ચોક્કસ કે એ લોકો એક વખત એવી પરિસ્થિતિએ પહોંચેલા કે જેમાં માનવ વિકાસનો વધુ વિચાર રહ્યો હશે."

મારી મુશ્કેલીનો આ જવાબથી કાંઈ ખુલાસો ન થયો. છતાં એક વધુ પ્રશ્ન પૂછવાનું મને તો મન થયું. મેં પૂછ્યું, "જો તમે કહો છો તેમ હોય તો અત્યારની યુરોપની મોટાઈ કેમ ટકી શકે? વળી તમે એમ તો નથી કહેવા માગતા ને, કે હિંદમાં આપણે હિંદુઓ યા ગુજરાતમાં અમે ગુજરાતીઓ જે પરિસ્થિતિમાં વિચરી રહ્યા છીએ તે જીવનવિકાસની દૃષ્ટિએ પૂરતી છે."

મારા આ પ્રશ્ને જાણે ખુશ થતા હોય તેમ એમણે કહ્યું, "તમે આ બધું ઠીક પૂછ્યું. યુરોપ માટે મેં જે ઈશારો કર્યો તે અત્યારે ત્યાં સહેજે નજરે નહિ ચઢે. જે દિશાએથી એ ખોટો પવન ત્યાં ઘૂસતો જાય છે તે દિશા હજુ તો પોતાની તૈયારીઓ કરી રહી છે. ફ્રાન્સ જેવા એકાદ દેશમાં જરા વિશેષ

જોર એણે કર્યું હશે. બાકી એકંદર આખા યે યુરોપમાં એની 
પૂરતી અસર થતાં હજુ જમાના જોઈશે. વળી એકાદ રાષ્ટ્ર પોતાના સમાજહિતચિંતકોના બળના પ્રભાવે આ પવનથી બચી જાય તો વાત જુદી છે. બાકી એનાં બીજ તો વવાઈ ગયાં છે.

હાલ આપણા હિંદની પ્રતિકૂળતાઓ માટે તો ખાસ કરીને કેટલાંક રાજદ્વારી તથા આર્થિક કારણો છે. આપણી લગ્નસંસ્થામાં હજુ સુધી ત્યાંની માફક કેટલાંક વિનાશક તત્ત્વોનો પગપેસારો થયો નથી. તોપણ એટલું છે કે અત્યારે આપણી જે સંસ્થા મોજૂદ છે તેને કેટલાંક નકામાં સામાજિક બંધનોથી અને રૂઢ રિવાજોથી દૂર કરવાની ખાસ જરૂર છે. આપણી લગ્નસંસ્થાના મૂળ સિદ્ધાંતોમાં કોઈ પ્રકારના ખાસ ફેરફારો કરવાની જરૂર હું નથી જોતો. પરંતુ આપણી આ સંસ્થામાં આપણા લોકોની સ્ત્રીવર્ગ વિષેની નીચાપણાની માન્યતા યા ભ્રમણાને લીધે જે રૂઢિઓ તરી આવે છે તેને જડમૂળથી ઉખેડી નાખવી જોઈશે. આપણા સ્ત્રીવર્ગનો વિકાસ અને ખોટી જકડામણમાંથી આપણા વ્યક્તિત્વનો બચાવ, એ બે વસ્તુઓ આપણે સાધી લઈએ તો આપણે ઘણું કાર્ય કરી શકીએ. આટલું કહેવા છતાં

 મારો એક ભય તમને જણાવી દઉં. આપણે ત્યાં પણ આપણા સ્રીવર્ગનો વિકાસ કરવા જતાં યુરોપની એ બદબો જાણેઅજાણે દાખલ થવાનાં મને ઘણાં કારણો દેખાય છે. કારણકે પરિણીત જીવનના કડવા આપભોગો કેટલીકવાર ભલભલાને પણ ઊંધે માર્ગે મૂકી દે છે. આથી ગભરાશો નહિ; જરા વિચાર કરજો એટલે બસ.”

વિદ્વાન વડીલની આટલી વાતોથી જાણવાનું તો ઘણું મળ્યું. પરંતુ મારે તો ‘લગ્ન’ એ સંસ્થા બાબત કેટલુંક જાણવું હતું, તે એમાં ન મળ્યું. એમની સલાહે ભૂતકાળનાં પાનાં ફેરવવાનું મેં હમણાં માંડી વાળ્યું છે, અને હાલ તુરત તો વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કરી લગ્ન કોને કહેવું એ તારવી કાઢવાનો મેં વિચાર રાખ્યો છે. “લગ્ન એટલે સામાજિક તેમજ ધાર્મિક સિદ્ધાંતાનુસાર બે જુદી જાતિના માનવોનું મળવું” એવું મેં કેટલાક વડીલોને વડીલાઇ કરતાં બોલતા સાંભળેલા, પરંતુ એમનાં કુટુંબોમાં રહી એમનાં જીવનનો પ્રત્યક્ષ અનુભવ નહિ કરેલો; એટલે મને થયું કે આમાં સમાજ તથા ધર્મ કેટલો પાઠ ભજવતો હશે તેનો ક્યાંથી ખ્યાલ આવે?

એક દિવસ એવું બન્યું કે અમારી પડોશમાં રહેતા

દુર્ગાકાકા તાપીકાકી સાથે કંઇક વધુ ખીજાઈ ગયા હશે. પરિણામે
એમણે તો દંડાપાક દેવો જ શરૂ કરી દીધેલો. મને આ વાતની
ખબર પડી, અને મારી નજરે જોતાં મારા તો હાંજા જ ગગડી
ગયા. ત્યાં ઊભેલી મારી બાને મેં તો પૂછ્યું, "બા, કાકીએ
એવો તો શો ગુનો કર્યો હશે કે આ કાકા એક જંગલીની
માફક આમ પીટી રહ્યા છે?" મારી બાને મારો આ પ્રશ્ન ન
રુચ્યો હોય તેમ એ બોલી, "એમાં તને શું છે? એ તો ધણી
છે તે વાંક આવ્યે મારે પણ ખરા." મારી બા બાપડી રૂઢ
વિચારોમાં ઊછરેલી એટલે આ સિવાય એ બીજું તે શું કહે?
આ તો મારા બાપુ કેળવાએલા અને એના જીવનમાં તો એણે
કોઈ દિવસ આવું નહિ અનુભવેલું, એટલે કાકીના વિચારે એનું
પોચું હૃદય તુરત રડવા જેવું થઈ ગયું.

આ પ્રસંગે મને તો ખૂબ જ વિચાર કરતી કરી મૂકી.
મને થયું કે વખતે લગ્નસંસ્થાનું ધાર્મિક તત્ત્વ તે આ જ હશે!
વળી વિચાર થયો કે જો એમ જ હોય તો આવી ધાર્મિકતા
તો ભારે પડી જાય! આમ વિચારવાયુએ ચઢેલી હું બીજે
દિવસે તાપીકાકીને ત્યાં બપોર પછી ગઇ. હું તો એમના હાથ
નીચે ઊછરેલી એટલે મારે મન તો એમની સાથે કંઇ સંકોચ

 જેવું નહોતું. મેં તો જઈને થોડી વાર આડીઅવળી વાતો કરતાં-કરતાં પૂછ્યું, "કાકી, ગઇ કાલે તો મારા કાકા તમારી ઉપર બહુ જ ગુસ્સે થઈ ગયા'તા? તમને માર પડતો સાંભળી હું પણ રડવા જેવી થઈ ગએલી." બાપડાં કાકી આ પ્રશ્ને જરા દુભાયાં હોય તેમ બોલ્યાં, "બહેન! તારા કાકાનો સ્વભાવ પડ્યો. એ તો ગાળો યે દે અને મારે પણ ખરા. આપણે સ્ત્રીજાત એટલે આપણાથી શું થાય? આમ તો એમના મનમાં કંઈ નહિ; પણ બળ્યો એમનો સ્વભાવ જ આકળો છે."

કાકીના આટલા શબ્દોએ મારું હૃદય તો તરફડવા માંડ્યું, મારી આંખે અંધારાં આવવા લાગ્યાં. મને થયું કે આર્ય સ્ત્રીનું ગૌરવ તે આ જ કે? આર્ય લગ્નમાં રહેલું આધ્યાત્મિક તત્ત્વ તે આ જ અને આટલા જ કારણે કે? કહેવાતો ધર્મ બાપડી ભલી સ્ત્રીઓને પુરુષવર્ગની ગમેતેવી રીતભાત અને ઇચ્છાઓને નમતું આપવાનું શીખવે, અને પેલો સમાજ એમાં પૂર્તિ કરતો હોય તેમ 'પડતા ઉપર પાટુ' મારે તે જુદું. તાપીકાકીના શબ્દોમાં કેવળ નિરાધારપણું તરી આવે છે. એમાં બે સમાન વ્યક્તિઓનો વિચારપૂર્વકનો એકમેક માટેનો આપભોગ નથી. પરંતુ આમાં તો કોઈને પણ શરમાવે તેવો એક વ્યક્તિ તરફથી

બીજીની નબળાઇનો અણઘટતો લાભ લેવાતો જણાઈ આવે છે. ૫૧

મને આમ વિચારમાં પડેલી જોઈ કાકી જાણે દિલાસો આપતાં હોય તેમ બોલી ઊઠયાં, "મૃદુલા! આમાં તે તને આટલા શા વિચારો થતા હશે? એ તો 'ઘેરઘેર માટીના ચૂલા.' બહેન! આપણે સ્ત્રીઓને તો દુનિયામાં પતિની સેવા કરવાની, અને ભવ હલકો કરવાનો." કાકીને મોંએ જ સ્ત્રી-વર્ગનું આવું હડહડતું અપમાન થતું સાંભળવું મને ન પાલવ્યું. મને તો એમના આ ઉદ્દગારોએ બાળી મૂકી. એમને બેચાર સંભળાવવાનું તો ઘણું યે મન થયું, પરંતુ જરા વિચાર્યે વ્યર્થ લાગતાં હું તુરત ત્યાંથી ઊઠી અને એમની રજા લેતાં કહ્યું, "તાપીકાકી! મારાથી તો તમારા આ શબ્દો નથી સંભળાતા. હું અત્યારે તો જઈશ; અને બધું ભૂલી જઇશ ત્યારે તમારી પાસે આવીશ." આટલું કહી હું એક ગાંડાની માફક મારે ત્યાં દોડી આવી, અને ધૂંધવાતે દિલે મારા બિછાનામાં પડતાં થોડી વારે ઊંઘી ગઈ.

આમ ને આમ આઠેક દિવસ વીતી ગયા, છતાં આ વિચાર મને છોડે તેમ નહોતો. મારે તો લગ્ન કોને કહેવું એ નક્કી કરવું 'તું. આટલા વિચારે મને એમ તો થયું કે લગ્નમાં ધર્મ

 તથા સમાજને નામે ઘુસી ગએલી રૂઢિઓને સ્થાન ન હોવું જોઈએ. અને એક બાજુ સમાજ તથા ધર્મ, અને બીજી બાજુ લગ્નસંસ્થા એ બન્ને એકમેકથી સ્વતંત્ર છતાં એકમેકનાં પોષક હોવાં જોઈએ. આમ એકમેકનાં પોષક થવામાં બન્ને પોતાને જોઈતું બળ મેળવી લે છે, અને સમાનવય યુગલો આ જીવનની મજાઓ લૂંટતા છતાં પોતાનો વિકાસ પણ સાધી લે છે.

આમ બધી પરિસ્થિતિનો વિચાર કરતાં મારી નજર આગળ અત્યારના કેટલાક વિચારકોએ લગ્ન માટે બાંધેલાં લક્ષણો ખડાં થાય છે. કોઈ કહે છે કે, "લગ્ન એટલે બે વિરોધી જાતિની વ્યક્તિઓનુ એવા પ્રકારનું જોડાવું કે તેઓ બે છતાં બન્ને વચ્ચે આત્મા તો એક જ રમી રહ્યો હોય." લગ્નનું આ લક્ષણ વિચારતાં મનમાં કેટલા ઉમળકા થાય છે! પરિણીત યુગલો આમ જ વિહરતાં હોવાં જોઇએ, એમાં કોણ ના પાડશે? વળી બીજા કેટલાકનું એમ માનવું છે કે "લગ્ન એટલે બે વિરોધી જાતિની વ્યક્તિઓનું વિચારપૂર્વક જોડાવું; અને એમ વિચારપૂર્વક જોડાયા બાદ ગમે તે પરિસ્થિતિમાં છૂટાં ન પડવું અને પરિ-ણીત જીવનની સમાજ પ્રત્યેની ફરજો બજાવી જીવન પૂરું કરવું."

આ છેલ્લા વિચારે મને ફરી તાપીકાકી યાદ આવ્યાં.

મને થયું કે આમાં અને કાકીના જીવનમાં ફરક એટલો કે બાપડાં કાકી પોતે વિચારપૂર્વક નહિ જોડાએલાં. પરંતુ માનો કે વિચારપૂર્વક જોડાયાં હોય તો યે શું? કોને ખબર છે કે વિચારપૂર્વક જોડાએલાં કેટલાંય જોડલાંઓનાં જીવનમાં વિખવાદ અને જુલમે સ્થાન નહિ લીધું હોય? હા, એટલું છે કે એવા જીવનનો આપભોગ જરા હળવો લાગે ખરો. કારણકે એમાં પોતાનાં કર્યાં પોતાને ભોગવવાનાં હોય છે. આ બાબત તરફ મારી આંખ તો કાકીને ત્યાં બનેલા બનાવ પછી એક સાંજે મારી બાળસખી વિમળા મને મળવા આવેલી ત્યારે ખૂલેલી.

વિમળાને તો હું નાની વયે નિશાળમાં ભણતી ત્યારથી ઓળખું છું. કદાચ ઉમરે તે મારા કરતાં એકાદ વર્ષે મોટી હશે, પરંતુ અમે એક જ વર્ગમાં સાથે હતાં. અમે બન્નેએ મૅટ્રિકની પરીક્ષા પણ સાથે જ પસાર કરેલી, અને ત્યાર બાદ એકાદ વર્ષે એના વડીલોએ એની સલાહ લઇ એક શ્રીમંત કુટુંબના નબીરા સાથે એને પરણાવી દીધી હતી.

વિમળાને પરણ્યાને આજ દોઢેક વર્ષ થયું હશે. એના પરિણીત જીવનમાં રસ લઇ શકું એવી મારી સ્થિતિ નહોતી, એટલે હું તો એ બાબત તદ્દન અજાણી જ હતી. અવારનવાર

 અમે એકમેકને ઘેર જતાંઆવતાં, પરંતુ એની વાતોમાં એક પ્રકારના અસંતોષ સિવાય હું કંઈ નહોતી જોઇ શકી. તે દિવસે તો એને આવતાં વાર જ મારે પૂછવું પડયું, "વિમળા! આજ આમ ઉદાસ કેમ છે? આપણે સાથે ભણતાં ત્યારે તો તું હમેશાં હસતી જ દેખાતી; પરંતુ છેલ્લા બાર મહિનાથી તો હું તને રોજ રોતી જ જોઉં છું." મારા આ શબ્દોથી વિમળાને જરા લાગી આવ્યું અને એની આંખમાંથી દડદડ અશ્રુઓ વહેવા લાગ્યાં. જરા થોડી વારે એ બોલી, "બહેન! મારા સુખના દહાડા વીતી ગયા. પરણ્યા પહેલાં પરિણીત જીવનના કેટલાક ઉમળકા થતા હતા, પરંતુ હવે એમાંનું કંઇ નથી રહ્યું."

વિમળાના જીવનના આ આર્તનાદ પાછળ આપણે વધુ ડોકિયું નહિ કરીએ. એના આ જીવનપ્રસંગે તો મને મૂંઝવી જ નાખી. આદર્શ લગ્ન કોને કહેવું તે કલ્પી શકાય છે, પરંતુ આદર્શને પહોંચવા માટેનો માર્ગ શો, તે સહેજે સૂઝે તેમ નથી. એમ ઘણો સમય કંઇ ચોક્કસ વિચાર વગર ચાલ્યો ગયો. તે પછી વચમાં થોડા તહેવારોના દિવસોમાં હું મારા પરિચિત મિત્ર ભાઈ પુરાતન તથા એમનાં પત્ની બહેન સરલા સાથે બહારગામ ગએલી ત્યારે કેટલીક સુંદર વાતો થએલી.

ભાઈ પુરાતન તથા બહેન સરલા બન્ને સારાં, સુખી તેમજ કેળવાએલાં છે. બન્નેનું જીવન કોઈને પણ એમના તરફ આકર્ષે એવું છે. મારો દોસ્તીદાવો પણ બન્ને સાથે સરખો જ છે. એક રાત્રે જમ્યા પછી અમે અમારા રહેઠાણના ચોગાનમાં જરા આરામ લેતાં બેઠાં હતાં. આડાઅવળા ગપાટા અને ટોળટપ્પા મારતાંમારતાં મેં એ બન્નેને કહ્યું, "તમે મને ટોળમાં ન લો અને મારી વાતને હસી કાઢી મારે ભોગે મજાક ન ઉડાવો તો મારે તમને આજ કંઈક ગંભીર પ્રશ્નો પૂછવા છે." મારા આટલા શબ્દો પૂરા થયા નથી ત્યાં તો સરલા બહેન બોલી ઊઠયાં, "કંઇ આખો ય વખત એવું તે હોતું હશે?" આમ વાતાવરણ જરા વિચારમય થતાં મેં પૂછ્યું, "તમે લગ્નસંસ્થા બાબત એવું કોઈ બંધારણ, યા લગ્ન માટે એવું કંઈ લક્ષણ બાંધી શકો કે જેમાં માનવવિકાસ પૂરતો સમાએલો હોય?" ૫૫

સરલા બહેને જરા સ્મિત કરતાં પુરાતનભાઈ તરફ જોયું અને એમણે ચલાવ્યું, "મૃદુલા બહેન! આ વિચાર તો મને પણ કેટલોક વખત થયાં આવ્યા કરે છે, અને અત્યારે તો હું એ નિર્ણય પર આવ્યો છું કે દુનિયાના કોઇ બંધારણ યા લક્ષણમાત્રથી આપણે આદર્શ લગ્નસંસ્થા યા આદર્શ પરિણીત

 જીવન પ્રાપ્ત કરી શકીએ તેમ નથી. એ તો જેને સાંપડ્યું તેનાં અહોભાગ્ય. અને એવાં અહોભાગ્ય પાછળ પણ આપભોગ તો એકમેક તરફથી રહેલો જ હોય છે.

લગ્ન એ તો એક જ્યોત છે, અને એ જ્યોતને ઝળહળતી રાખવાનું સ્ત્રી તેમજ પુરુષ બન્ને ઉપાડી લે છે. એમાં કોણે કેવું અને કેટલું બલિદાન આપવું તેનું ખાસ ધોરણ નથી હોતું. બન્ને ભેગાં મળી એ જ્યોત ન બુઝાવા દે એટલે બસ, અને એ તો તમે પણ જાણો છો કે જ્યોતને જો અમુક અવસરે તર્પણ ન પૂરું પાડો તો તે બુઝાઈ જ જાય. બોલો બહેન, આમાં ચોક્કસ માર્ગ શો સૂચવી શકાય?"

પુરાતનભાઈના આ પ્રવાહમાં હું તો તણાઇ જ ગઈ. જરા થોડી વારે મલકાતાંમલકાતાં મેં કહ્યું, "ખરેખર, તમારા આ શબ્દો મારાથી કદાપિ નહિ ભૂલાય; હવે આપણે વિચારવાનું એટલું કે આમાં ધર્મ તથા સમાજ કયું અને કેટલું સ્થાન ભોગવે છે, યા ભોગવી શકે."

પુરાતનભાઇએ જરા વિચારતાંવિચારતાં ચલાવ્યું, "તમે આ ઠીક પૂછ્યું; આ બાબત તમને જરા સ્પષ્ટ કરી હું સમજાવીશ. અમે બન્ને જોડાયાં ત્યારે અમારા વિચાર અને સંમતિને પૂરતું

'બ્હેન, તારા કાકાનો સ્વભાવ પડ્યો. એ તો ગાળો યે દે અને મારે પણ ખરા.'

[ચિત્ર ૫]



સ્થાન મળેલું. અમે એકમેકને સાધારણ જાણતાં પણ હતાં. આમ 
વિચારપૂર્વક જગાવેલી જ્યોત, માનો કે અમારા બેમાંથી એકને દોષે યા બન્નેને દોષે, ન જાળવી શક્યાં તો સમાજ અને ધર્મને નામે જાણીતી થએલી બહારની આ પરિસ્થિતિ અમારાં જીવનમાં ડોકિયું કરે અને કહે કે, 'અરે દુનિયાનાં પાગલ માનવો, વિચારપૂર્વક જગાવેલી જ્યોત પણ ન જાળવી શક્યાં? હશે, હવે તમારી જ્યોત જળે યા ન જળે તેની અમને પરવા નથી, પરંતુ તમારે તમારું જીવન તો એ અંધારામાં પણ સાથે જ વિતાવવું પડશે.'

મૃદુલા બહેન! આ તમે બહારની પરિસ્થિતિનો આપણા ઉપરનો કોઈ જાતનો જુલમ ન માનશો; જો એવું કંઇ ન હોય તો એક વખત એવો આવે કે અમુક સમયમાં જેટલાં જોડાય તેથી વધુ તો છૂટાં થતાં જાય. આવા પ્રકારની અંધાધૂંધીમાં સમાજ વિકાસ ન કરી શકે. હા, બહારની પરિસ્થિતિને અંગે કેટલાંક જોડલાંઓને તો મરવાને અભાવે જ જીવવા જેવું થાય, પરંતુ એમાં કંઇ છૂટકો નહિ. એવાં થોડાંને ખાતર આ પરિસ્થિતિ જરા હળવી થાય તો ધીમેધીમે જનતાનો મોટો ભાગ એનો લાભ લેતો થઇ જાય; કારણકે પરિણીત જીવનના આદર્શો

 પ્રાપ્ત થવા યા કરવા એ સહેજે નથી થતું, અને પરિસ્થિતિ જો આમ હળવી હોય તો જરા નાસીપાસ થએલું કોઈ પણ એનો લાભ લેવા ન ચૂકે.

બીજું એ ધ્યાનમાં રાખવાનું કે આ પરિસ્થિતિ સમયાનુસાર બદલાયા કરે છે. અત્યાર સુધી અને હજુ પણ આપણા મોટા ભાગના જીવનમાં લગ્ન એ એક જ્યોત છે, પરંતુ એ વિચારપૂર્વક જગાવેલી જ્યોત નથી. ધીમેધીમે આપણે એ તરફ વહી રહ્યા છીએ; એટલે આ પરિસ્થિતિ પણ એ રૂપ લેશે. હું એમ માનું છું કે આપણે ત્યાં આપણા લગ્નની ઉમર જરા મોટી કરી, આટલા વિચારપૂર્વક આપણા યુવકવર્ગને જોડાવા પ્રસંગ આપીએ તો પછી એથી આગળ વધવાની કંઇ જરૂર ન રહે. અને એમ આગળ વધવામાં મને આપણો વિકાસ પણ નથી દેખાતો. આપણે આટલું કરીએ તો આપણી લગ્નસંસ્થાના બંધારણની દૃષ્ટિએ આપણે આદર્શ પ્રાપ્ત કર્યો છે એમ કહેતાં મને સંકોચ ન થાય. એ સ્થિતિમાં તો ઠેરઠેર કલ્લોલ કરી રહેલાં સુખી જોડલાંઓ આપણને હર્ષઘેલા કરી મૂકે, તો કેટલા ય આદર્શ વિધુરો તેમજ વિધવાઓ, આપણા સમગ્ર જીવનનો વિકાસ સાધતા આપણને ક્યાંના ક્યાં મૂકી દે. હું ધારું છું કે હવે તો ધર્મ તેમજ સમાજનું

આમાં ક્યાં સ્થાન છે તે તમે સમજી શકયાં હશો." 

પુરાતનભાઇએ આટલો ઝીણો વિચાર કર્યો હશે એ મેં નહિ ધારેલું. આ બધું બરાબર ધ્યાનમાં રહે તેટલા માટે હું તો મારા ઓરડામાંથી નોંધપોથી લેવા દોડી ગઈ. જેવી લઈને આવું છું ત્યાં તો સરલા બહેન બોલ્યાં, "મૃદુલા બહેન! તમને નથી લાગતું કે એ પરિસ્થિતિમાં તો કેવળ સ્ત્રીને જ પતિની સેવા કરવાનું મટી પુરુષને પણ પત્નીસેવા કરવાનું રહેશે? આ તો કોણ જાણે કેટલાંય વર્ષોથી આપણી ભલી અજ્ઞાન બહેનોના મનમાં કોઈ પુરુષ શાસ્ત્રકારોએ એવું ભેરવી દીધેલું કે સ્ત્રીને મન પોતાનો પતિ એ પરમેશ્વર તુલ્ય હોવો જોઈએ. અને પુરુષને મન સ્ત્રીનું શું? એનું તો કંઈ જ નહિ. બહેન! હવેની દુનિયામાં તો પતિ દેવ તો પત્ની દેવી, યા પુરુષ પરમેશ્વર તો સ્ત્રી પરમેશ્વરી જ રહેશે; અને જ્યાં દેવ દેવીનો સંબંધ થયો ત્યાં ઉમા ઉમાપતિનું જીવન નજર આગળ ખડું કરી લો, એટલે બસ."

સરલા બહેન આટલું બોલ્યાં ન બોલ્યાં અને અમે બધાં ખડખડ હસી પડયાં. જરા શાંત પડતાં પુરાતનભાઈએ ટોણો માર્યો, "સરલા! તું આટલી પહોંચેલી હોઇશ એ તો મેં આજે

૬૨ જ જાણ્યું." સરલા બહેન તુરત જ જાણે સારાય સ્ત્રીવર્ગ તરફથી બોલતાં હોય તેમ ભભૂકી ઊઠયાં, "પ્રિય! દુનિયાની ગમે તે પરિસ્થિતિમાં પણ એ જ્યોતને ઝળહળતી રાખવાનું અહોભાગ્ય સ્ત્રીઓને જ રહેશે. અમારી પહોંચ એ જ્યોતને ન બુઝાવા દેવામાં છે, નહિ કે તમો પુરુષોને એનો પડછો કરાવવામાં. એવો દિન આવશે ત્યારે માની જ લેજો કે દુનિયામાં એક જબરો દાવાનળ સળગી ઊઠશે."

સરલા બહેનના આ શબ્દોએ તો મને મહાત કરી નાખી. જાણે કોઇ અલૌકિક શાંતિ પાછળ રહેલી એક પ્રચંડ શક્તિનું પોતે ભાન કરાવતાં હોય તેમ એ તો લાલપીળાં થઈ ગયાં. થોડી વારે બધું શાંત પડતાં અમે એક પછી એક સૂવા ચાલ્યાં ગયાં.



## ૬ મારા ડૉક્ટરી જીવનના કેટલાક અનુભવો

**ગુજરાતની** જનતાને મારે કહેવાનું ન હોય કે હું ગુજરાતની પ્રથમ સ્ત્રી ડૉક્ટર છું. જીવનના અનેક અનુભવરસો લૂંટતાંલૂંટતાં છેવટે આજે, ડૉક્ટરી જીવનના અણમૂલા અનુભવો હું અનુભવી રહી છું. આજથી આઠેક વર્ષ પહેલાં એક વખત એવો પણ હતો, કે જ્યારે પરિણીત જીવનના વિચારમાત્રે મને કંઈકંઈ ઉમળકાઓ થઈ આવતા. મારાં એ રમ્ય સ્વપ્નાંઓનો અત્યારે મને વિચાર પણ નથી આવતો—ખરું કહું છું કે મને એટલો સમય પણ નથી. ગુજરાતનાં પરિણીત સ્ત્રીપુરુષનાં જીવનરહસ્યો એટલાં જોયાં જાણ્યાં છે કે ખરેખર, હવે તો હું મૂંઝાઈ જ ગઈ છું. મારી પરિમિત

 શક્તિઓ, આ બધી મૂંઝવણો આગળ ગોટવાઇ જાય છે. ડૉક્ટર થઇ ગુજરાતની સેવા કરવાના મારા જીવન–આદર્શો મને કહી રહ્યા છે કે "બહેન, આ સેવા કરવાના ઢોંગ મનમાંથી કાઢી નાખ. તારે આંગણે આવતા દુઃખી જીવોને તારો મીઠો સહકાર આપ એટલે બસ." મનમાં ચાલી રહેલી આ બધી ગડમથલોમાં આઠેક વર્ષ પહેલાંની પેલી ગાંડી છેલ્લી ઇચ્છાઓને તો સ્થાન જ કયાંથી હોય!

અત્યારે તો આ ટૂંકા ડૉક્ટરી જીવનના કેટલાક ચિત્રવિચિત્ર તેમજ દુઃખદ અનુભવોનો વિચાર કરી રહી છું. એ બધા વિચારો નજર આગળ ખડા થતાં મને ઘણુંખરું ગભરાટ છૂટે છે, અને કોઈ કોઈ વખત મારું પોચું હૃદય જરાજરામાં રડી પણ ઊઠે છે. ડૉક્ટરી જીવન માટે જોકે આ બધું અજુગતું છે, પરંતુ આજ કેટલાં યે વર્ષો થયાં પોષાઈ રહેલી હાર્દિક લાગણીઓ એમ સહેજે થોડી જ ભૂંસાઇ જાય છે? હું તો એમ જ ઇચ્છું કે પ્રભુ એવો અવસર મારે માટે ન લાવે. ડૉક્ટરી જીવનની પ્રચલિત પૌરુષતા કરતાં મને મારી નૈસર્ગિક માણસાઈ માટે વધુ માન છે. એ તરફનો મારો પક્ષપાત, મને લોકોના ડૉક્ટર થવા કરતાં બીજું કંઇ થવા જ વધુ પ્રેરે છે.

આજથી થોડા વખત પહેલાં મારા એક સામાન્ય પરિચિત ૬૫
મિત્ર મારી પાસે ઓચિંતા આવી પહોંચેલા. એ ભાઇ કૉલેજ સુધી પહોંચેલા છે, અને એમનાં પત્ની પણ ઠીકઠીક સંસ્કારી છે; બાકી એમના જીવનમાં કાંઈ ખાસ જાણવાનું ન મળે. વધુમાં પૈસેટકે માંડમાંડ મુંબાઇ જેવા શહેરના ખર્ચા કાઢે એટલે બસ. તે દિવસે એમના ચહેરા પર એક પ્રકારની કાળાશ અને એમના દિલમાં ચાલી રહેલો વધારાપડતો ઉકળાટ હું સહેજે જોઈ શકતી હતી. જરા થોડી વારે મેં પૂછયું, "આજે અત્યારે આ બપોરના સમયે મારું કંઇ ઓચિંતુ કામ પડયું? આટલા બધા ગભરાએલા કેમ લાગો છો?" જરા અચકાતાંઅચકાતાં એમણે ચલાવ્યું, "સરલા બહેન, તમને કહેતાં મારી જીભ નથી ઊપડતી. મારા અધ:પતનનું મારે મોઢે જ નિવેદન કરતાં મને શરમ આવે છે. પણ તમને મોટાં બહેન સમજી આજે તમારી પાસે દોડી આવ્યો છું. તમે જાણો જ છો કે મને પંદરથી સોળ વર્ષની નાની ઉમરે પરણાવી દીધેલો. આજે તો લગભગ સત્તાવીશ થયાં હશે. આ દશબાર વર્ષમાં કંઇકંઈ જોયું, અનુભવ્યું અને અત્યારે મરવાને અભાવે જીવી રહ્યો છું. આ પરિણીત જીવનના શરૂઆતના પહેલા વર્ષમાં જ બે બાળકો

૬૬ થયાં, અને સિધાવી ગયાં... ત્યાર બાદ આજથી ચારેક વર્ષ ઉપર આપણો રમેશ આવ્યો. એના આવ્યા બાદ અમે બન્નેએ નિશ્ચય કર્યો કે હવે વધુ આમ ન જકડાવું. સરલા બહેન! ત્રણ દિવસનો અમારો નિશ્ચય પાર ન પડયો. અમે બન્ને મૂંઝાયાં. ફક્ત પોણોસોની આવક અને મુંબાઈના ખર્ચા. આડાં-અવળાં ફાંફાં તો બહુ યે માર્યાં, પરંતુ કોઇએ હાથ ન આપ્યો. આ ધર્મઘેલા હિંદુસ્તાનમાં અમારા જેવાંઓનું દુઃખ સાંભળવા જેટલી પણ કોઈએ ધીરજ ન દાખવી. જ્યાં જઇએ ત્યાં બધાએ જીભડા બહાર કાઢી અમને વધાવ્યા. છેવટે ગમેતેમ કરી મન મનાવ્યું, અને આપણા બાબુને જોવા ભાગ્યશાળી થયાં. આને ભાગ્ય કહો યા કમભાગ્ય કહો, બાકી અમારો એટલેથી જ અંત નહોતો આવવાનો. બાબુ અત્યારે તો નવેક મહિનાનો હશે, પરંતુ એને સાતેક મહિના થયા અને અમે તો અમારા જીવનની જૂની ઘરેડમાં પાછાં ખેંચાયાં. સંયમ એ વસ્તુનો અમે જેમજેમ વિચાર કરતાં જઈએ તેમતેમ તે તો અમારાથી દૂર ને દૂર ભાગતી જાય. ડૂબતો માણસ છેવટે જેમ એક તણખલાને પકડે તેમ કેટલાક કૃત્રિમ ઉપાયો તરફ હું ખેંચાયો. બાપડી વિમળાએ તો આવું કંઇ સાંભળેલું પણ નહિ,

એટલે પ્રથમ તો એ ભડકી ઊઠી. 'પ્રભુ કરે તે ખરું' એ ૬૭
વાતને માનનાર એ બિચારીએ છેવટે કમને પણ મારી વાત કબૂલ રાખી. આટલું છતાં એ ઉપાયોનો ઉપયોગ પણ જાણવો જોઇએ ને? વિમળાને મારા સિવાય એ બધું કોણ શીખવે? એ દિવસોમાં તો મારા અધઃપાતના શિખરે હું જઇ બેઠો. ઘડીઘડી મનમાં બળવો થઈ આવે અને પાછો તેનો તે. મેં વિમળાનું જીવન કચડી નાખ્યું એમ કહું તો પણ ચાલે. પરિણીત જીવન પાછળ રહેલી ભયંકરતાઓનો સાક્ષાત અનુભવ કર્યો. મારી માફક કેટલા યે પુરુષો પોતાની સ્ત્રીઓને લગ્નરૂપી પરવાના હેઠળ સામાન્ય બજારુ સ્ત્રીઓની હદે પહોંચાડી દેતા હશે, એ વિચારમાત્રે અત્યારે પણ હું ધ્રૂજી ઊઠું છું. સરલા બહેન, આટલેથી પણ અમારો અંત નહોતો આવવાનો. અત્યારે વખાનો માર્યો તમારી પાસે આવ્યો છું. વિમળાને બે મહિના થયા હશે. તમે મને ન બચાવો? લેશ પણ વધુ બોજો હવે મારાથી નહિ ઊપડે . . . . ." આથી વધુ, ભાઈ દેસાઈને સાંભળવા હું નહોતી ઇચ્છતી. એમને અરધેથી જ બોલતા મેં તો અટકાવ્યા. સત્તાવીશ વર્ષના ભર યુવાનોને નસીબે પણ હિંદુસ્તાનમાં આવા ભયંકર અનુભવો લખાએલા છે એ તો મેં તે જ દિવસે

 જાણ્યું. એમની આંખોમાંથી દડદડ ટપકતાં આંસુનાં બિંદુઓ વધુ નિહાળવાને મારું હૃદય કબૂલ કરે તેમ નહોતું. ધીમે રહી મેં કહ્યું, "ભાઈ દેસાઈ, તમે જરા યે મૂંઝાશો નહિ. તમારી મુશ્કેલી હું સમજી શકું છું. હમણાં બેચાર દિવસ આ બધું ભૂલી જાઓ એટલે પછી જોઈ લઈશું."

ભાઈ દેસાઇના જીવનના આ આર્તનાદ પાછળ વધુ ડોકિયું કરવાનું બીજાને ન હોય. એ ભયંકરતા, એ પશુતા તથા એ નરી રાક્ષસી માનવતાના પડદા પાછળ કંઈકંઇ વિષમતાઓ સમાએલી છે. આટલેથી આપણે સમજી લઈએ એટલે બસ. સ્ત્રીપુરુષ યા નરમાદા એ પ્રાણીમાત્રનાં બે સમાન અંગો છે, અને એ અંગોના શારીરિક સંબંધો ઉપર સૃષ્ટિનાં કેટલાં યે શાશ્વત તત્ત્વો અવલંબી રહ્યાં છે. એવા એ શારીરિક સંબંધોમાં બેમાંથી કોઈપણ અંગની પૂરી સ્વતંત્રતા જો ન જળવાય તો સૃષ્ટિનો ક્રમ ઊંધો વળી જાય. ઠેરઠેર દુઃખી યુગલો જ નિહાળવાં પડે; માનવી પાશવતા વધી પડે અને કેટલાયને કમોતે મરવું પડે.

ગઇ કાલે જ આ બાબત કંઈક નવું જાણવા મને મળેલું. મારી બાળસખી કપિલા એક શ્રીમંત તેમજ સંસ્કારી કુટુંબમાં

પ્રભુએ એને જીવનમાં બધું આપ્યું છે, અને છતાં એને હું જ્યારે મળું ત્યારે એનું મોં મને તો ઊતરેલું જ લાગ્યા કરે છે.

[ચિત્ર ૬]



આજ પાંચેક વર્ષ થયાં પરણેલી છે. પોતે સામાન્ય કેળવાએલી છે અને એની ઉંમર લગભગ પચીશેક વર્ષની હશે. પ્રભુએ એને જીવનમાં બધું આપ્યું છે, અને છતાં એને હું જ્યારે મળું છું ત્યારે એનું મોં મને તો ઊતરેલું જ લાગ્યા કરે છે. ગઈ કાલે જ્યારે અમે મળ્યાં, ત્યારે આ બાબત કંઈક ખુલાસો થયો. થોડો વખત આડાઅવળા ગપાટા મારતાંમારતાં મેં પૂછ્યું, "કપિલા, તું મારાથી જરૂર કંઈક છૂપું રાખે છે. તું મને રોજ દુઃખી કેમ લાગ્યા કરે છે? તારે તે હવે શા કોડ પૂરવાના બાકી રહ્યા છે?" જરા થોડી વારે જાણે વિચાર કરી રહી હોય એમ એ બોલી, "સરલા બહેન, તમારાથી શું અજાણ્યું છે? આજે બબ્બે વર્ષ થયાં તમારાં ઔષધો શા ભોગે લેવાં પડે છે તે જાણો છો? લો, આજ તો જીવનનો બધો એકરાર તમારી પાસે કરી નાખું. મારા પતિને સંતોષવા જતાં મેં મારું જીવન ધૂળ કરી નાખ્યું. એમને પ્રથમ બેપાંચ વર્ષ જીવનમાં જકડાયા વિના જીવનના રસ લૂંટવાનું વધુ ઠીક લાગ્યું. મને કે કમને મેં એમની હામાં હા મેળવી. કેટલાક કૃત્રિમ ઉપાયો તરફ એમણે મને ઘસડી મારું જીવન રગદોળી નાખ્યું, અને જ્યારે મારી તબિયત બાબત ગભરાયા ત્યારે જ પેલા કૃત્રિમ

 ઉપાયો ઊંચા મૂકયા. એ વાતને પણ આજ બેથી ત્રણ વર્ષ થયાં, અને હજુ યે નથી તબિયત હતી તેવી થતી ને નથી અત્યારના અમારા બન્નેના જીવનની એક્કે ઇચ્છા પાર પડતી. સરલા બ્હેન, આટલેથી મારી મૂંઝવણોનો સરવાળો કરી લેજો.''

કપિલાની આટલી વાતમાં કેટલું બધું જાણવાનું મળી આવે છે! ભાઈ દેસાઈ અને કપિલાના જીવનદષ્ટાંતોને આપણે પૂરેપૂરા સમજી લઈએ તો યે કયાં ઓછું છે? હું તો આ બધા ઉપરથી આટલું જ તારવી શકું છું કે પ્રથમ તો સ્રીપુરુષના આ સંબંધોમાં બન્ને પૂરતાં સ્વતંત્ર હોવાં જોઇએ, અને તેમાં ખાસ કરીને સ્રીના સ્વાતંત્ર્યને વધુ અવકાશ રહેવો જોઇએ. વત્તેઓછે અંશે સારીયે દુનિયામાં આ સ્વાતંત્ર્યની સામે આંખમિચામણાં થઈ રહ્યાં છે, પરંતુ આપણા દેશમાં હજુ આને સ્થાન જ નથી મળ્યું. એનાં અનેક કારણો છે, પરંતુ મુખ્ય કારણ તો એ છે કે દુનિયામાં બધે અનાદિ કાળથી મનાતું આવ્યું છે કે પરિણીત જોડલાંઓ એકમેકના શરીરનો ગમેતેમ ઉપયોગ કરી શકે છે. વધુમાં એમને એક જ ઓરડામાં, એક જ પથારીમાં અને સાથે સૂવાનું હોય; પછી ભલેને બેચાર નાનાંમોટાં બાળકો પણ એ જ ઓરડામાં સૂતાં હોય. પ્રભુ જાણે આ બધી ઘેલછાઓને

આપણે બધાએ સમજી જવું જોઈશે કે શારીરિક ભોગોને જીવનમાં બહુ જ મર્યાદિત સ્થાન હોવું જોઈએ. એમાં જ જીવનનો ખરો આનંદ છે. સ્ત્રીપુરુષના જીવનની ખરી પરાકાષ્ઠા એમાં જ સમાએલી છે. ઉપર જે સ્વાતંત્ર્યની વાત કરી તેમાં ગેરસમજ ન થવી જોઈએ. અહીંઆ સ્વાતંત્ર્ય હોવું જોઈએ, એટલે સંયમને પૂરતો અવકાશ હોવો જોઈએ. આપણે ત્યાં આથી તદ્દન વિરોધી સ્થિતિ છે. ખાસકરીને આપણે ત્યાંના પુરુષવર્ગનો મોટો ભાગ સીધી યા આડકતરી રીતે સ્ત્રી ઉપર જુલમ જ ગુજારતો હોય છે. મારી પાસે કેટલી યે બહેનોએ આવા પ્રકારનાં રોદણાં રોયાં છે. આ જુલમોનો વિચાર કરતાં મારું માનસ ઊકળી જાય છે—મારી આંતરડી કકળી ઊઠે છે. સામાન્યતઃ પુરુષોમાં રખડતો વર્ગ મોટો હોય છે. એ બહાર રખડી આવે, ને પોતાની સ્ત્રી સાથે સંબંધ તો ચાલુ જ હોય. ભલી બિચારી સ્ત્રીને અનેક ભારે દર્દોના ભોગ થવું પડે અને એટલી પીડાતાં છતાં સ્ત્રીને પતિની ઈચ્છાને તો માન આપવાનું હોય જ. મારે ત્યાં આવતી આમાંની બેચાર બહેનો હરહમેશ જ્યારે આવે ત્યારે ચોધાર આંસુ પાડે.

કોઈ ખોટું ન લગાડે, બાકી આ કેવળ બિનકેળવાએલાઓની જ સ્થિતિ છે એમ માની લેવાની ભૂલ ન કરશો. આવુંઆવું બીજું યે ઘણું કહી શકાય. સ્ત્રીને છેલ્લા દિવસો જાય છે. હવે કોઈ-પણ પ્રકારનો સંબંધ શકય નથી, છતાં વિષયી પુરુષ એનો કેડો નથી છોડતો. આનાં પરિણામોનો કોઈએ વિચાર કર્યો છે? અત્યારે એ વિજ્ઞાનમાં ઊતરવા જેટલી મને ધીરજ પણ નથી. મારે તો સ્ત્રીજીવનને આ બાબતમાં પૂરતું સ્વાતંત્ર્ય અપાવવું છે. અત્યાર સુધી કોઈ પુરુષ એવો મારી પાસે નથી આવ્યો કે જેના ઉપર સ્ત્રી તરફથી જુલમ થયો હોય. આ બાબત ફક્ત એક જ રમૂજી દાખલો મને મળેલો. એક દિવસ અમારા બૅરિસ્ટર મિત્ર કે જેમનાં પત્ની બી.એ. સુધી પહોંચેલાં છે, તેઓ મારી પાસે આવ્યા અને હસતાહસતા બોલ્યા, "સરલા બહેન, બીજા બધાનું ગમેતેમ, પરંતુ તમે કેળવાએલી સ્ત્રીઓનો તો આ બાબતમાં પણ જુલમ જ છે." આ ભાઈનું જીવન વખતે અપવાદ રૂપે હોય યા પોતાનો બચાવ કરી રહ્યા હોય તો પણ ના નહિ! ખરે હિસાબે તો એવું કંઈ શકય જ નથી. સર્જનહાર સ્ત્રીને કોમળતાનું ને દયાની દેવીનું સ્વરૂપ આપતાં પોતાની બીજી કૃતિને ભૂલી ગયા લાગે છે. એમને યાદ નહિ

રહ્યું હોય કે આ સ્થિતિમાં પેલું પુરુષ પ્રાણી આ મારી ઉત્તમ ૭૫
કૃતિને ઘડીના છઠ્ઠા ભાગમાં ચૂંથી નાખશે.

આ વિષમ પરિસ્થિતિમાં શું કરવું તે સહેજે સૂઝે તેમ નથી. એક દિવસ પેલા બૅરિસ્ટરનાં ગ્રૅજ્યુએટ પત્ની વડોદરાથી થોડો વખત અમારે ત્યાં આવેલાં. રાત્રે વાળુ કર્યા બાદ અમે બન્ને કેટલીક વાતચીત કરતાં હતાં, એટલામાં આ વાત નીકળી. એ બહેન સ્વભાવે તો ઠંડાં છે, પરંતુ સ્ત્રીસ્વાતંત્ર્યનાં એટલાં ઘેલાં ઉપાસક છે કે કેટલીકવાર પોતાની મર્યાદાઓનો પણ એમને ખ્યાલ નથી રહેતો. આ વાત નીકળતાં જ જરા યે વિચાર કર્યા વગર એમણે ચલાવ્યું, “સરલા બહેન, આજની લગ્નસંસ્થાને ઉખેડી ફેંકી દો. તમે લગ્નના બહાના હેઠળ અમો સ્ત્રીઓનાં જીવન હરહમેશ માટે શું વેડફી નાખવા માગો છો? સરલા બહેન, તમે ઘેરઘેર જઈ આપણી અત્યારની પરિણીત બહેનોને પ્રજોત્પત્તિ અટકાવવાના કૃત્રિમ ઉપાયોનું ભાન કરાવી દો, અને એ બધીને જણાવી દો કે તમારા કહેવાતા પાલકો હવે પછી તમારા ઉપર આક્રમણ કરે તો એમને તમારામાં રહેલી પ્રચંડ શક્તિઓનું ભાન કરાવી દેજો. આ સ્થિતિમાં ભલે દુનિયાભરમાં દાવાનળ સળગી ઊઠતો; તેની મને લેશ પણ

 પરવા નથી, એ દાવાનળમાં પછી ભલેને આપણે બધાં યે ભસ્મીભૂત થઇ જઈશું. બાકી આમ રીબાઇરીબાઈને અને પુરુષોના ભોગોનાં હથિયાર બનીને મરી છૂટવું તો એક દહાડો પણ નહિ બને."

સરોજ બ્હેનને આટલાં બધાં ઉશ્કેરાએલાં મેં તો પ્રથમ જ જોયાં. જરા ઠંડે પેટે મેં કહ્યું, "સરોજ બ્હેન, આ બધા શા બખાળા કાઢો છો? તમારો ઉકળાટ હું જરા યે જરા સમજી શકું છું, પરંતુ એમાં આપણું શું વળે? લગ્નસંસ્થાને ઉખેડી ફેંકી દઇ તમે ક્યાં જવા ધારો છો? એમ કહો કે લગ્નસંસ્થા પાછળ રૂઢ થઈ ગએલી પેલી બેઅદબીભરેલી માન્યતાઓને ઉખેડી ફેંકી દો; સ્ત્રીપુરુષને જીવનની આ બાબતોમાં પૂરતા સ્વતંત્ર થવા અવકાશ આપો; સંયમિત જીવન માટે બન્નેનો માર્ગ મોકળો અને સરળ કરી આપો. બાકી કૃત્રિમ સાધનો માટેની ઉપયોગિતામાં હું હજુ માનતી નથી થઈ. આટલી મુશ્કેલીઓ આવી પડતાં છતાં પશુ મટી માનવ થવું જ્યારે ભારે લાગે છે, ત્યારે પછી એવી સગવડિયા જિંદગીમાં તો રાષ્ટ્રજીવનનો હ્રાસ જ થઇ જાય. આવાં સાધનોને માનવજીવનમાં જે કંઈ મર્યાદિત સ્થાન છે તેનો વિચાર પણ તમારા જેવાંઓએ નથી

કરવાનો. એ વિચાર અને એ વિવેક અમારા ઉપર જ છોડી દો. બાકી તમારી બીજી વાતો સાથે હું મળતી છું. દાવાનળ સળગે કે ન સળગે તેની મને પરવા નથી. પણ એટલું ખરું કે પુરુષો પોતાનું ભાન ભૂલ્યા છે અને એમને ભાન નહિ કરાવીએ ત્યાં સુધી માનવજીવનના આદર્શો સુલભ નહિ થાય."

આવી કંઇક થોડીઘણી બીજી પણ વાતો થઇ અને અમે છૂટાં પડ્યાં. લગભગ એ વખતે બાર વાગ્યા હશે. અત્યારે પણ હમણાં જ એકનો ટકોરો થાય છે એટલે હું પણ બંધ રાખીશ. આશા છે કે ગુજરાતની જનતા પડદા પાછળનાં જીવનનાં આટલાં દર્શન કરાવ્યાં તે બદલ ક્ષમા કરશે.



## ૭ વિદ્યાનો વાંધો

સુરતમાં ભાગ્યે જ એવાં આગળપડતાં ગુજરાતી કુટુંબો હશે કે જ્યાં વિદ્યાનો અવાજ નહિ પહોંચ્યો હોય. આ ઉપરાંત એની લાગવગ પણ એટલી જ. જ્યાં જાય ત્યાં વિદ્યા માટે યોગ્ય સ્થાન હોય જ. અને એના શબ્દો પર આ સુધરેલાં કુટુંબો વજન પણ ઠીક મૂકતાં. આમવર્ગથી તો વિચાર અને વ્યવહારમાં વિદ્યા એકાદ સદી આગળ હશે. કેટલાક સુધરેલા ગણાતા કેળવાએલા પણ એની વાતો ન પચાવી શકતા.

એક દિવસ વિદ્યાને કોઈ એક જૂના કૉલેજ મિત્રે પૂછ્યું, "વિદ્યા બહેન, સ્ત્રીપુરુષના પરસ્પરના હક્ક અને સમાનતાના જે વાયરા વાઈ રહ્યા છે તે બાબત તમે શું ધારો છો?"

'મિ. દેસાઈ! તમને એક વાત પ્રથમ કહી દઉં. મારા વિચારોમાં તમને કંઇક વિચિત્રતા જેવું લાગશે.'

[ચિત્ર ૭]



વિદ્યાએ આ વિષે બહુ વિચારેલું અને આ ચાલુ પ્રશ્નો ૯૧
બાબતના તો એના વિચારો પણ લગભગ નક્કી થઇ ગએલા, એટલે એણે તો તુરત ચલાવ્યું, "મિ. દેસાઇ! તમને એક વાત પ્રથમ કહી દઉં. મારા વિચારોમાં તમને કંઇક વિચિત્રતા જેવું લાગશે, પરંતુ જરા ઊંડા ઊતરીને સમજવાનો પ્રયત્ન કરશો તો બધું સહજ સમજાઈ જશે.

સ્ત્રી અને પુરુષના વ્યવહારમાં સમાનતા માટેના ઝગડા હોઈ શકે, યા એવી કોઈ પ્રકારની સમાનતા આપણે આંકી શકીએ એમ હું તો નથી માનતી. હિંદુ સ્ત્રી પરણ્યા પછી પતિને સર્વ હક્ક સોંપી દેવાની જ્યારે વાત કરે છે ત્યારે પણ મારું લોહી ઊકળી જાય છે. આપણા કેટલાક સુધરેલાઓ પણ આવા પ્રકારની ગાંડાઇથી દૂર નથી થઈ શક્યા. 'મેં તો મારા પતિને બધું સોંપી દીધું છે' એમ કહેવામાં જાણે ગૌરવ લેતો હોય તેમ આપણે ત્યાંનો સ્ત્રીવર્ગ પેલા પતિવર્ગ ઉપર વારી-વારી જાય છે. તમને ખ્યાલ હશે કે હમણાં ટૂંક વખત પહેલાં મુંબાઇમાં પેલું સુધરેલું જોડું જોડાયું ત્યારે આવાં જ ઘેલાં કઢાયાં, અને સાથેસાથે સમાનતાની પણ વાતો થઇ. એ લગ્ન બાબત મારો જો કંઇ પણ વાંધો હોય તો તે આટલો જ.

૮૨ બોલો મિ. દેસાઈ, તમે નથી માનતા કે લગ્ન એ એક પ્રકારની ગાઢ મિત્રતા છે? જો એમ હોય તો સમાનતા યા અસમાનતાને કયાં સ્થાન રહ્યું? એ મિત્રતાની પાછળ રહેલી પેલી ભક્તિની જવાળાઓ તમારાથી કયાં અજાણી છે? હું તો ચોક્કસ માની રહી છું કે એ જ ભક્તિ ઉપર માનવતા નભી રહે છે; અને એમાં જો સ્રીપુરુષની સમાનતાનો કીચડ ભેળાયો તો એની મેળે જ બધું અસ્તવ્યસ્ત થઈ જવાનું.

હું પરણું અને મારા પતિ એમ કહે કે 'વિદ્યા, ચાલો આપણે સમાનતાની દૃષ્ટિએ જીવનની ઘટના ઘડીએ' તો મારે એમને કહેવું જ પડે કે 'આપણે પતિપત્ની તરીકે સાથે નહિ રહી શકીએ. મિત્ર તરીકેનો આપણો સંબંધ જળવાઈ રહે એમ પણ મને તો નથી લાગતું.'

મિ. તનુભાઈ, તમે ગભરાશો નહિ. હજુ તો મારે ઘણું કહેવાનું છે. આ ઉપલા જવાબમાં ધૃષ્ટતા જેવું તમને કદાચ લાગશે, પરંતુ એવું કંઈ નથી. તમે એટલું તો માનો છો કે લગ્નબંધન એ કંઇ કોઈ જાતની લેખિત ઘટના નથી; પરંતુ કોઈ બે વિરોધી જાતિના પ્રતિનિધિઓનું લગ્નથી બંધાવું એટલે એ જ કે એ બે વ્યક્તિઓ એકમેકથી અલગ નથી રહી શકતી.

સમાન જાતિનું આવા પ્રકારનું મળવું તે મિત્રતા અને સ્ત્રી-પુરુષનો મેળાપ તે લગ્ન. આવી વસ્તુસ્થિતિ જો આપણે કબૂલ રાખીએ તો આમાંના એકે વર્ગને હક્ક સોંપવાનો સવાલ ક્યાં આવે છે? લગ્ન સમયે પુરુષ સ્ત્રીને મરતાં સુધી રક્ષણ આપવાની કબૂલત આપે છે અને સ્ત્રી પુરુષને પોતાના સઘળા હક્ક સોંપી દે છે. આને લગ્ન તે કેમ કહી શકાય? આનો અર્થ તો એટલો જ થયો કે સ્ત્રી એક નબળું પ્રાણી છે ને પેલું પુરુષ પ્રાણી એનું રક્ષણ કરવાની બાંહેધરી કરે છે; અને એ રક્ષણના બદલામાં સ્ત્રી પોતાનું સર્વસ્વ પોતાના કહેવાતા પાલકને સ્વાધીન કરવા તૈયાર થાય છે યા એને થવું પડે છે.

મિ. દેસાઈ, આ એક વાત થઇ. તમે મને થોડીઘણી તો સમજી શક્યા હશો. હવે હું તમને મારી કલ્પનાને અનુરૂપ એક યથાર્થ દૃશ્યનું દર્શન કરાવીશ.

ખારમાં અમારો બંગલો છે. ત્યાંથી દશેક મિનિટને રસ્તે 'પ્રેમકુંજ' નામનું એક નાનકડું સુંદર ઝુંપડું તમે જોશો. એ રમૂજી કુંજની સુંદર વાડી અને ઉદ્યાન મધ્યેનો પેલો ચારે તરફ પાણી ઉડાડતો પુવારો તમે નિહાળો તો એ સ્થળથી દૂર થવું તમને ન જ ગમે. જેવો એ વાસ છે તેવાં જ ત્યાંનાં

 વસનારાં છે. એ મકાનની ચાર દીવાલની અંદર કોઈ એક એવું યુગલ રહે છે કે ત્યાં પ્રથમ જનારને તો દુનિયાના એ માનવોની માનવતા સહેજે ન સમજાય. કુદરતે જ એમને એકમેકને એવાં તો બંધબેસતાં ઘડયાં છે કે જાણે બધું ઈરાદાપૂર્વક જ થયું હોય તેમ આપણને લાગી આવે.

ભાઇ સુરેશ એક વખત મારા ભાઈના કાલેજમિત્ર થતા હતા; અને બહેન સરલા એ મારી હાઇસ્કૂલ વખતની સમોવડિયણ અને ગોઠિયણ. એ બન્ને તરફ મારો કેટલોક પક્ષપાત જરૂર છે. પરંતુ એ લોકો જીવન પણ એવું જીવી રહ્યાં છે કે ત્યાંથી મને આ સમાનતાના પ્રશ્નનો નિકાલ કેટલેક અંશે મળી જાય છે, અને સારી યે માનવજાત સ્ત્રીપુરુષના સંબંધ બાબતમાં એ પ્રકારનું દંપતીજીવન સ્વીકારવી લે તો આપણી સૃષ્ટિના કેટલાક ઝગડા તો એમ ને એમ સહજ પતી જાય એમ હું જરૂર માનું છું.

એક દિવસ મેં સરલાને પૂછ્યું, 'સરલા! તને સુરેશભાઈ સાથે કેમ પરણવાનું મન થયું હશે? તારું લગ્ન ત્યાં કોણે કરાવ્યું? તમે પણ લગ્ન પહેલાં જરૂર અમુક Love days તો કહાડ્યા હશે?'

સરલા જોકે જરા થોભી ગઈ પરંતુ પછી સહેજ ક્ષોભ-

પૂર્વક બોલી, 'વિદ્યા, મને આ બધું નથી સમજાતું. આવા ૮૫
પ્રશ્નો ઉપસ્થિત કરી આપણે જાણે માનવતાની મશ્કરી કરતા
હોઈએ યા એના ગૂઢત્વનું છેદનભેદન કરવા માગતા હોઈએ
તેમ મને તો લાગી આવે છે. અમે બન્ને લગ્ન પહેલાં એક-
મેકને જાણી તો ગએલાં, પરંતુ ખાસ ગાઢ સંબંધમાં નહિ
આવેલાં. અમારા થોડાઘણા સંબંધે લગ્નનું રૂપ લીધું તેનું કારણ
તો એ કે 'લગ્ન' એ સંસ્થા બાબત અમે બન્ને એકમત હતાં
અને છીએ. અમારે મન લગ્ન એ એક યજ્ઞ છે, અને એ યજ્ઞનું
મંડાણ બે પક્ષ તરફથી થાય છે. બન્ને પક્ષ યથાશક્તિ યજ્ઞ-
કુંડમાં હોમ ધરાવે છે. અમુકે અમુક પ્રકારનું બલિદાન આપવું
જ જોઈએ યા ન આપવું જોઇએ એ વાસ્તવિકતામાં અમે નથી
માનતાં. સ્ત્રીએ રસોડામાં ગોંધાઈ રહેવું યા ન રહેવું તેનો નિર્ણય
પહેલેથી સમાજ આપે એવું અમે નથી ઈચ્છતાં. યજ્ઞમાં
તો ઈચ્છાપૂર્વક અને શક્તિ પ્રમાણે બન્નેએ ભોગ આપવો જ
જોઇએ. અને એ યજ્ઞની સારીરીતે પૂર્ણાહુતિ કરવી એ પણ
એ બન્ને પક્ષનો જ ધર્મ છે. એકમેક તરફ ભક્તિ બતાવવામાં
જેટલી તીવ્ર સ્પર્ધા તેટલી લગ્નની મોટાઈ, મજા અને તથ્યતા.

વિદ્યા, વળી એક વાત કહી દઉં. આવા પ્રકારનું જીવન

૮૯ કેવળ શ્રીમંતો જ જીવી શકે એવું કેટલાકોનું માનવું હોય છે, પરંતુ એમાં એ લોકો ભૂલે છે. શ્રીમંતોનાં ભવનોમાં યા મહાલયોમાં ભાગ્યે જ થોડાં સ્ત્રીપુરુષો એકમેકનાં હૃદયનો સ્પર્શ કરી શકતાં હશે. ઘણેખરે ઠેકાણે તો સ્ત્રીઓ પૂતળાં સમાન જ લેખાય છે. આનું કારણ એ હોય છે કે ત્યાં યજ્ઞનું મંડાણ યા એની પૂર્ણાહુતિ વગેરે બધું અસ્તવ્યસ્ત દશામાં હોય છે. આ યજ્ઞની ગેરહાજરીને અંગે કેટલું યે ન ઈચ્છવાયોગ્ય આપણને આવાં કુટુંબોમાં નિહાળવું પડે છે. જ્યારે મધ્યમ વર્ગનાં યા ગરીબ કુટુંબોમાં આ યજ્ઞ સિવાય અંધારું જ સમજવું. જેટલો યજ્ઞનો અભાવ તેટલી સ્વચ્છંદતા ને તેટલું જ એકમેક વચ્ચેનું અતર.'

મિ. દેસાઈ, આ લગ્ન બાબતના સરલાના વિચારો. સવાર-સાંજ સ્ટેશન ઉપર સરલાને સુરેશભાઈને વળાવવા યા લેવા આવતી જુઓ તો તમને એમ જ લાગે કે આ લોકો શું સમજતાં હશે? દરરોજનું એનું ઊભરાતું હાસ્ય અને એ હાસ્ય પાછળ છુપાતું પેલું વિયોગદુઃખ તમને પાણીપાણી કરી મૂકે. સુરેશ વિહોણી સરલા યા સરલા વિહોણો સુરેશ કલ્પવો એ પણ મને તો ક્રૂરતા લાગે છે.

તનુભાઈ! હવે આપણે બહુ વાતો કરી. તમારા પ્રશ્નનો

સચોટ અને સંપૂર્ણ ખુલાસો મેં જોકે નહિ આપ્યો હોય, પરંતુ ૮૭
કંઇક નવો વિચાર તો મેં તમારી પાસે રજુ કર્યો છે. હવે આપણે છૂટાં પડીએ તે પહેલાં એક બીજી વાત કહી દઉં.

એક જાહેર રજાને દિવસે સવારના દશેકને શુમારે હું સરલાના પેલા 'પ્રેમકુંજ'માં દાખલ થઈ. મારે કંઈ ખાસ કામ નહોતું, પરંતુ એને ત્યાં ઘણુંખરું જતી એટલે તે દિવસે પણ ગઈ. તે દિવસે મને વળી કંઈ નવું જ જાણવા મળ્યું. આપણા સમાનતાના પ્રશ્ન ઉપર એ કંઇક પ્રકાશ પાડે એવું છે એટલે તમને ટૂંકમાં જણાવી દઉં.

સરલા બહારના ઓરડામાં બેઠી હતી અને બારની ચારેક ગુજરાતી સ્ત્રીઓને કંઇક શીખવતી હતી. દુનિયાની દરેક વ્યક્તિને જીવનનો પૂરતો ઉલ્લાસ અનુભવવા મળે એ સરલા બહુ જ ઈચ્છતી અને તેનો આ પ્રયાસ એ ઈચ્છાનો એક સચોટ પુરાવો હતો. મેં જરા થોડી વાર આમતેમ નજર નાખી અને પૂછ્યું, 'સરલા, સુરેશભાઈ ક્યાં છે? તું હમણાં તારું આ કાર્ય પૂરું કરી લે ત્યાં સુધી હું એમની પાસે બેઠી છું.'

આ સવાલના જવાબમાં સરલાએ મને અંદરના બારણા તરફ આંગળી બતાવી. હું અંદર ગઈ તો સુરેશભાઇને એક

૯૮ પાટ પર બેઠાબેઠા પ્રાઈમસ ઉપર પુરીઓ તળતા જોયા ! થોડી વાર તો મેં જોયા જ કર્યું. પછી ધીમે રહીને આગળ આવી બોલી, 'સુરેશભાઈ, લાવો લાવો હું તમને બધું તૈયાર કરી આપુ. મેં તમને આવા વેશમાં તો આ પહેલી જ વાર જોયા. આજ આ ક્યાંથી સૂઝ્યુ'? તમને તે વળી આ શોભતું હશે ?'

સુરેશભાઇ પહેલાં તો ખૂબ હસ્યા—પેટ પકડીને હસ્યા. પછી જાણે મારી ઘેલછાને હસી કાઢતા હોય તેમ બોલ્યા, 'વિદ્યાબહેન, તમે વળી આ શોભવા ન શોભવાના વમળમાં ક્યાંથી ફસાયાં ? સરલાને તેમજ મને સમાનતાનાં ચોક્કસ ધોરણો અને કાયદાઓ જરાયે ઠીક નથી લાગતાં. એમાં તો અમને કંઈક નૈસર્ગિકતાનો ભંગ તેમજ જીવનની સાહજિકતા અને ઉંડાણનો નાશ દેખાય છે.

સરલાની માનવતાને પૂર્ણતાએ પહોંચાડવી તે મારા જીવનની મજા, અને મારી માનવતાનાં શિખરોએ મને ઊભેલો જોવો તે સરલાનું જીવનધ્યેય યા લક્ષ્ય. બોલો, આમાં કંઇ ન શોભે તેવું લાગે છે ? આવી રીતે એકમેકને પૂર્ણતાએ પહોંચતાં કર-વાંમાં અમે અમારા જીવનની પરાકાષ્ઠા અનુભવીએ તો તે ધન્ય દિવસ ખરો કે નહિ ?

વિદ્યાબહેન, આજે રજાનો દિવસ છે. મારે કંઈ ખાસ કામ ૮૯
જેવું નથી, જ્યારે સરલાને આજે બેચાર કાર્યો કરવાનાં છે. અત્યારે એ પોતાના આદર્શો બીજાઓનાં જીવનમાં ઉતારવાનો પ્રયત્ન કરી રહી છે. બપોરે આપણે ત્યાં અહીંના સ્ત્રી-મંડળની વ્યવસ્થાપક કમિટી મળવાની છે એટલે તે માટે એણે તૈયાર થવું રહ્યું. અને સાંજે વળી સરલા સ્ત્રીમંડળના આશરા હેઠળ અહીંની સ્ત્રીઓ સમક્ષ 'સ્ત્રીજીવન' બાબત પોતાના અમુક વિચારો મૂકવા ધારે છે. આજે મારે નિવૃત્તિનો દિવસ છે જ્યારે એને સાધારણ પ્રવૃત્તિ ખરી. અને બાકી જ્યારે મારે વિશેષ કાર્યો કરવાનાં હોય ત્યારે સરલા મારી પડખે ઊભી જ હોય. બોલો આમાં ખોટું શું?'

આમ વાતો ચાલતી'તી ત્યાં સરલા આવી પહોંચી અને અમે જુદી જ બાબત પર ઊતરી પડયાં.

તનુભાઈ, તમે આ બધું વિચારજો. જો કંઈ નવો વિચાર સૂઝે તો તુરત મળજો. નહિ તો વળી આપણે ફરી મળીશું ત્યારે આગળ ચર્ચા ચલાવીશું. છતાં એટલું તો ધ્યાનમાં રાખજો કે લગ્ન એ એક યજ્ઞ છે, અને એ યજ્ઞની સફળ પૂર્ણાહુતિ તે જ લગ્નસંસ્થાની ઇચ્છવાયોગ્ય પરાકાષ્ઠા."

૯૦ ભલા વાચક! વિદ્યાનો વાંધો હવે કંઇક સમજાયો હશે. આવાઆવા તો એને અનેક વાંધાઓ હશે, પરંતુ એ બધાની જાળમાં આપણે નહિ ઝંપલાવીએ. હજુ વિદ્યાએ ક્યાં જીવન આદર્યું છે કે એના શબ્દો ઉપર આપણે પૂરતું વજન મૂકી શકીએ? ઘણી યે સુધરેલી પરિણીત સ્ત્રીઓ પરણ્યા પહેલાં 'મેં મારા સર્વ હકકો મારા પતિને સોંપ્યા છે' એમ કહેવા નહિ ઇચ્છતી હોય છતા પરણ્યા પછી તુરત કહેવા તૈયાર થાય છે; અરે! ઘણી ખુશીથી કહે છે. આ કોયડો તમારામાંનો કોઇ ઉકેલશે? જો ઉકેલે તો માનસશાસ્ત્રમાં એ ઉકેલ એક નવી શોધખોળ તરીકે લેખાશે, અને વિદ્યાને શાંતિ વળશે. જરૂર આવી સ્થિતિમાં મૂકાએલા કોઇને કોઈ બીડું ઝડપશે તો ખરા જ ને?



## ૮ કનુનું મૃત્યુ

**વસંતનો** જન્મ એક મધ્યમ વર્ગના સારા કુટુંબમાં થયો હતો. પોતે બી. એ. પાસ થયો ન થયો એટલામાં એના બાપ ગુજરી ગયા. જેમતેમ એકાદ વર્ષ કહાડી નાખી એ બી. એ. તો થયો; પરંતુ કાકાના હાથ તળે આગળ વધવાનું એને ઠીક ન લાગ્યું. બાપની ન્યાતજાતમાં આબરૂ સારી એટલે બી. એ. થયા પછી તુરત એનાં લગ્ન એની પાડોશમાં રહેતી ઉમા નામની એક સાધારણ ઠીકઠીક કેળવાએલી તેમજ ચાલાક કન્યા સાથે થઈ ગયાં.

ઉમાનાં માબાપ સારાં સુખી હતાં. મુંબાઇમાં એમનો રૂનો તથા શેરનો સારો વ્યાપાર ચાલતો હતો. ઉમાનાં લગ્ન થયા

 પછી વસંતને પણ એ લોકોએ પોતાની ઑફિસમાં ગોઠવી દીધો. જોકે વસંતને સાસુસસરાને ત્યાં નોકરી રહેવું નહોતું પરંતુ એ સિવાય બીજો રસ્તો પણ ન હતો. બીજે કોઇ ઠેકાણે એમ નોકરી સહેજે મળે તેમ નહોતું, અને પોતે પરણેલો એટલે લાંબો સમય રાહ પણ જોઈ શકે તેમ નહોતું.

વસંત જ્યારે કૉલેજમાં ભણતો ત્યારે એના જ વર્ગમાં કનુ નામનો એની ન્યાતનો બીજો એક સુખી યુવક અભ્યાસ કરતો હતો. બન્ને સાથે બી. એ. થયા અને સાથે જ પરણ્યા. કનુની સ્ત્રી સરલા પણ સારી કેળવાએલી હતી. એનો પ્રિવિ-યસ સુધીનો અભ્યાસ હતો, અને હજુ આગળ જવા એનો વિચાર પણ હતો. કનુ અને સરલાએ એકમેકને કૉલેજમાં જ ઓળખેલાં. સાધારણ મૈત્રીનું સ્વરૂપ પણ એમના સંબંધે લીધું હશે.

વસંત પણ સરલાના પરિચયમાં આવેલો, પરંતુ હવે એ સંબંધે જુદું જ રૂપ લીધું. એક મિત્રપત્ની સાથેના એના આટલા પરિચયને લીધે સમાજનાં કેટલાંક માણસો એમને માટે અનેક વિચારો કરતાં. વાત એટલે સુધી ગએલી કે કનુનાં બેચાર સગાંઓએ તો કનુને આ બાબત વિષે ચેતવેલો પણ ખરો !

આમ ને આમ ચારેક વર્ષ વીતી ગયાં. કનુ સૉલિસિટરની

પરીક્ષા આપીને પાસ પણ થઈ ગયો. સરલા પણ બી. એ. પાસ થઇ ગઇ હતી. વસંતે પણ પોતાની લાઇનમાં સારી પ્રગતિ કરી હતી. લગભગ ચારસો પાંચસોની આવક સુધી એ પહોંચી ગયો હશે. ઑફિસનું કામ એટલું ચાલતું કે આગળ વધવાના સંજોગો પણ ઠીક હતા.

જેટલો પ્રેમ બે મિત્રો વચ્ચે હતો તેટલો જ મિત્રપત્નીઓ વચ્ચે હતો. દિવસમાં તેઓ ભાગ્યે જ એકાદ વખત મળ્યા વગર રહેતાં હશે. જ્યાં જુઓ ત્યાં સાથેનાં સાથે જ ફરતાં હોય. હવે તો કોઇ સારો બંગલો મળે તો પરાંઓમાં જવાનો એ લોકોનો વિચાર હતો.

卐 卐

કનુને સૉલિસિટર થયાંને આજે બેએક વર્ષ થયાં હશે. અત્યારે જીવનના બાકી રહેલા કલાક પોતાના બિછાનામાં એ કાઢી રહ્યો છે. છેલ્લા વીશેક દિવસ થયાં ન્યૂમોનિયાથી પીડાતો હોવાથી, અને લાંબો સમય થયાં કંઈ ખોરાક નહિ લીધેલો એટલે, એનું શરીર ઊતરી ગયું છે—ગાલ બેસી ગયા છે, છતાં મોં ઉપર યુવાનીનું તેજ છે. એની માનવતા એટલી ને એટલી જ સતેજ છે. એના ચહેરા ઉપર નિરાશા નથી. જાણે એક

 આદર્શ યજમાન માફક યમદૂતની સરભરા ન કરી રહ્યો હોય!

અત્યારે એ જરા વિચારમાં છે. એક બાજુ સરલા એના મસ્તક ઉપર હાથ ફેરવી રહી છે; બીજી બાજુ વસંત નિસ્તેજ વદને નીચું ઘાલી બેસી રહ્યો છે. થોડી વારે ચારે તરફ નજર નાખી કનુ સરલા તરફ જોઈ બોલ્યો, "વહાલી સરલા! હવે હું એકાદ કલાકમાં તમને સર્વને છોડી પ્રભુના ધામમાં સીધાવી જઈશ. મને મારું મૃત્યુ બહુ જ નજદીક જણાય છે. શારીરિક સ્થિતિ જોકે એવી ગંભીર નથી થઇ ગઇ, છતાં લાંબો સમય હું કહાડી શકું એમ મને નથી લાગતું."

આટલું સાંભળતાં સાંભળતાં સરલાનું હૃદય ભરાઈ આવ્યું. એનું દુઃખ એ ન જીરવી શકી. વસંત જરા ગળગળો તો થઇ ગયો, પરંતુ સહેજ હિંમત ધરી બોલ્યો, "કનુ! આવી ગાંડાઈ તે શીદ કરતો હોઈશ? હવે તો તને તદ્દન સારું છે. ડૉકટર પણ કહી ગયા છે કે એકાદ બે દિવસ પછી આપણે શક્તિની દવા આપીશું. આવી રીતે સરલાબહેનને તું દુઃખ આપે તે ઠીક કહેવાય?"

કનુથી ચૂપ ન રહેવાયું. જરા આછુંઆછું હસતો હોય તેમ એ બોલ્યો, "સરલા! ગાંડી સરલા! એમાં રડે છે શાની? દુનિયા-

માં કોણ અમરપટો લઈને આવ્યું છે? તારો પ્રેમ મારાથી 
ક્યાં ભૂલાવાનો હતો? મોડાંવહેલાં પણ આપણે મળ્યા વગર થોડાં જ રહેવાનાં હતાં પણ? તું મારી એક વાત ન સાંભળે? તારા ગાંડા પ્રેમમાં મારી એક જ ઇચ્છા સાંભળવા જેટલી ધીરજ પણ તું શું નહિ દાખવે? ના, એમ તો ન જ બને. તારે સાંભળવું જ પડશે.''

આટલું બોલતાંબોલતાં કનુને જરા થાક ચઢયો. એને શ્વાસ ચઢવા લાગ્યો. જરા વાર આરામ લઇ એ બોલ્યો, ''સરલા! પ્રિય સરલા! તારો કનુ હવે ટૂંક સમયમાં ચાલ્યો જશે. તારું શું થશે? શું તું વિધવા થઈશ? વૈધવ્યનાં તપ આ વયે તને ન શોભે. એવું તો મને પણ અસહ્ય થઇ પડે. સરલા! તારું વૈધવ્ય હું તો નથી કલ્પી શકતો. તારા જેવી કોમળાંગી બાળા વૈધવ્યના વજ્ર પ્રહારો કેમ સહી શકે? ના, તું વિધવા ન થતી હોં! બોલ, તારો શો વિચાર છે?''

બાપડી સરલા શો જવાબ આપે? એ તો ભાન ભૂલી. વૈધવ્ય શબ્દ એના કર્ણોમાં ગૂંજી રહ્યો હતો. એ ગૂંજારવ એને બીજું કંઈ સાંભળવા દે એમ નહોતું. બે મિનિટ ગઈ, પાંચ ગઇ, પરંતુ સરલા તરફથી કંઈ જવાબ ન મળ્યો. કનુ પણ

એટલો બધો થાકી ગયો હતો કે એને સરલાની સ્થિતિનું કંઈ જ ભાન નહોતું. વસંતને પણ શું કરવું તે સૂઝતું નહોતું. એની આંખો અશ્રુઓથી ભરાઈ ગઈ હતી.

કનુનું હૃદય અત્યારે કઠિન થઈ ગયું હતું. કોઇના દુઃખની એને પરવા નહોતી. એ સરલાને મૃત્યુ સમયે કંઇક કહેવા ઇચ્છતો હતો. થોડા વખતમાં જ જેની જ્યોત બુઝાવાની હોય તે બીજાને દુઃખ થાય છે એ વિચારે ક્યાં લગી બેસી રહે? વળી પાછું જરા ધીમેધીમે એણે ચલાવ્યું, "સરલા! આ વસંતભાઈને તું નથી ઓળખતી? એક વખત એ આપણા કૉલેજમિત્ર હતા, અત્યારે આપણા જીવનમિત્ર થઈ પડ્યા છે. તું એમની સાથે લગ્ન ન કરે?"

આ છેલ્લા શબ્દો એ બહુ મુશ્કેલીએ બોલી શક્યો. સરલા ધીમેધીમે જરા ભાનમાં આવતી હતી ત્યાં આ શબ્દો એને આઘાત રૂપ થઈ પડ્યા. પોતે આ લોકમાં છે કે પર-લોકમાં તેનો એને ખ્યાલ ન રહ્યો. "હું વિધવા! મારે કપાળે વૈધવ્ય જ રહેવાનું? વસંતભાઇને એમાં શું?" આવુંઆવું કંઇક એ મનમાં ગણગણવા લાગી.

વસંતને તો પોતે જાણે સ્વપ્ન અનુભવી રહ્યો હોય એમ જ

લાગ્યું. કનુ બોલે છે કે બકે છે એ એનાથી ન કલ્પી શકાયું. કનુને શું કહેવું એ પણ ન સૂઝ્યું. મરતો માણસ પોતાની સ્ત્રીને લગ્ન કરવાનું કહે એ બધું એને તો માનવશાસ્ત્રની વિરુદ્ધ લાગવા માંડયું. પણ થોડી વારે પોતે બધું સમજી ગયો હોય તેમ એણે કહ્યું, "ભાઇ કનુ! હવે તો તેં હદ કરી. આ મિત્રને ખાતર પણ શું તું શાંત નહિ પડયો રહે? હું તને ખાત્રીપૂર્વક કહું છું કે તારી તબિયત સુધરી જશે."

કનુની સ્થિતિ જરા ગંભીર થતી જતી હતી. એની આંખ તો જરાજરામાં મિચાઇ જતી. કંઇક ભાન પણ ભૂલ્યો હોય તો ના નહિ. વસંતના છેલ્લા શબ્દો સાંભળ્યા પછી એ ખડખડાટ હસી પડયો.

સરલાએ અર્ધસુષ્તાવસ્થામાં પતિનું હસવું સાંભળ્યું. એના તો આનંદનો પાર ન રહ્યો. એને લાગ્યું કે આટલો વખત કનુ એની મશ્કરી જ કરી રહ્યો હતો.

વળી વાત બદલાઈ. કનુ પાછો ગંભીર થઇ ગયો. હવે તે વસંતને ઉદ્દેશીને બોલ્યો, "ભાઈ વસંત! શું તું સરલાનો હાથ નહિ પકડે? આ મરતા મિત્રની આટલી વાત તું ધ્યાનમાં નહિ લે? તારા વગર સરલાના દિવસો કેમ જશે? સમાજ

 સરલાનાં આભૂષણો અને સૌભાગ્યનાં ચિહ્નો ઉતરાવે એ શું તારાથી જોવાશે? સરલા સમાજમાં નકામી થઈ પડે એ તે કેમ પાલવે? ભાઈ, તું સરલાને ના તરછોડતો. સમાજ એને સુખે નહિ બેસવા દે. તારો હાથ હશે તો મારી સરલાને આ દુનિયામાં કંઈ દુઃખ નહિ રહે. મારો વિયોગ એને બહુ નહિ સાલે.

હા, એક વાત હું ભૂલી ગયો. ઉમાબહેન વખતે વાંધો લે. પરંતુ એને તું સમજાવી શકે તેમ છે. સરલા પ્રત્યે એનો ભાવ ક્યાં ઓછો છે? પોતાના પ્રેમની સરલાને ભાગીદાર બનતી જોઇ એમને ઇર્ષ્યા જરૂર ન જ થાય. જો ઉમા ના પાડે તો એમને કહેજે કે કનુભાઈ આમ કહી ગયા છે. મારી વાત એ જરૂર સ્વીકારશે. બોલ, ભાઇ વસંત, તું શું કહે છે?"

વસંત કનુની ગંભીરતા જોઇ ચેતી ગયો. એણે જોયું કે હવે એનો અંત આવી ગયો છે. એક બાજુ સરલાને જેમતેમ પડેલી જોઇ એનું હૃદય ચીરાતું હતું. આ દુઃખ હવે કોને કહેવું? ઘરમાં બીજું કોઇ મળે નહિ! જરા વિચાર કરી એ બોલ્યો, "ભાઇ કનુ, જરા સૂઇ જા; પછી આપણે તારી વાતનો વિચાર કરીશું. હું જરા ડૉક્ટરને બોલાવી લાવું ત્યાં સુધી તું ચૂપચાપ બેસી રહેજે. રામાને અહીં બેસાડતો જાઉં છું. કંઇ

રાત્રિના આઠેક વાગ્યા હશે. પૂર્ણિમાની શીતલ છાયામાં
વસંત અગાશીમાં બેઠોબેઠો વિચાર કરી રહ્યો છે.
ત્યાં થોડી વારે ઉમા આવી પહોંચી.

[ ચિત્ર ૮ ]



કામ પડે તો એને કહેજે."

વસંત ઊઠવાની તૈયારીમાં હતો ત્યાં કનુએ એનો હાથ પકડયો. બીજી બાજુથી સરલાનો હાથ લીધો અને બન્નેનો હસ્તમેળાપ કરાવ્યો. વસંત તો નીચું જ જોઇ રહ્યો. કનુની આંખો હવે કામ નહોતી કરતી. 'ભાઇ, સુખી થજો' એટલું બોલ્યો અને એની આંખો સદાને માટે મિચાઇ ગઇ.

卐

કનુને ગુજરી ગયાને આજે એકાદ પખવાડિયું થયું હશે. અત્યારે રાત્રિના આઠેક વાગ્યા હશે. પૂર્ણિમાની શીતલ છાયામાં વસંત અગાશીમાં બેઠોબેઠો વિચાર કરી રહ્યો છે. ત્યાં થોડી વારે ઉમા આવી પહોંચી અને પાછળ ઊભી રહી. પાંચેક મિનિટ થઇ અને એની ધીરજ ખૂટી. પોતાની સરળ ભાષામાં એ ઓચિંતું બોલી ઊઠી, "પ્રિય! એવા તે શા વિચારમાં બેઠા છો? હું પાંચ મિનિટ થયાં પાછળ ઊભીઊભી તમારી બધી ચેષ્ટાઓ નિહાળી રહી છું, છતાં તમને તો મારા આવ્યાનો કંઇ ખ્યાલ પણ નથી. પૂર્ણિમાના સૌંદર્ય ઉપર એકાદું કાવ્ય તો નથી રચતાને?"

બેચાર મિનિટ તો વસંત ચૂપચાપ બેસી રહ્યો. ઉમાને

૧૦૨જોઇને જરા આછુંઆછું સ્મિત પણ કર્યું. પરંતુ એના મુખ ઉપર જાણે કંઇ દુ:ખની રેખાઓ સ્પષ્ટ જણાતી હતી. ઉમા સમજી ગઈ કે પતિનું દિલ આજ ઠેકાણે નથી. બીજી કંઈ આડીઅવળી વાતો ન કરતાં એણે સીધું જ પૂછ્યું, "પ્રિય, બીજું બધું તો ઠીક છે, પરંતુ તમે આજ આમ સૂમસામ કેમ પડી રહ્યા છો? સરલા બ્હેન માટે ફિકર થતી હશે, પરંતુ દૈવ રૂઠે ત્યાં આપણું શું ચાલે?"

"ઉમા, એ બધું તો ઠીક, પરંતુ સરલા બ્હેન માટે કંઇ રસ્તો તો આપણે કરવો જ પડશે. મને તો એમના વિચારે ચેન નથી પડતું. આપણે ત્યાં રહેતાં હોય તો કેવું સારું? બહારગામ રહીએ એટલે કંઇ ફિકર જ નહિ."

"પ્રિય! એમ કેમ બની શકે? સમાજ આ બધું કેમ ચાલવા દે? એમનાં સગાંસંબંધીઓ જ પહેલાં તો વાંધો લે."

"એ બધું ગમે તેમ, પરંતુ તું મારી એક વાત માન્ય રાખે તો સૌ સારાં વાનાં થઇ જાય. જો તું કબૂલ થાય તો હું તને કહું. એમાં આપણાં બધાંનું શ્રેય સમાએલું છે, અને વળી મરનારના આત્માને પણ શાંતિ થાય તેવું છે."

"આવા કાર્યમાં મને શો વાંધો હોઈ શકે? તમે જરૂર

કહો. હું જરાકે એમાં તો પાછી પાની નહિ કરું."

"સરલા પુનર્લગ્ન કરે તો?"

"કોની સાથે?"

"મારી સાથે."

આ શબ્દો સાંભળતાં ને વાર જ ઉમા ચાલી ગઈ. એનું મન કાબૂમાં ન રહ્યું. વિશેષ વાતચીત કરવાની એનામાં તાકાત ન રહી.

વસંત બધું સમજી ગયો. બીજી વસ્તુઓને મર્યાદા હોઇ શકે એ એને સમજાતું, પરંતુ પ્રેમને પણ મર્યાદા હોઈ શકે એ એણે આજે જ જોયું અને અનુભવ્યું. માનવશાસ્ત્રને ઉલ્લંઘીને પ્રેમ પોતાનો પંથ ન કરી શકે એ આજ સુધી એની કલ્પનામાં નહોતું આવતું. ઉમાનો સરલા ઉપર અથાગ પ્રેમ હતો; પરંતુ એથી પણ પર પેલું સ્ત્રીહૃદય હતું!

